આર્યાવર્તમાં અન્નકુટ, હેવદીવાળી, હુતાસણી, શ્રી રામ જયંતિ, હનુમાન જયંતિ, નૃસિંહ જયંતિ, ગુરૂપુર્ણીમા, બળેવ, જન્માષ્ટમી, વિજ્યા દશમી, દર માસની પૂર્ણીમાઓ, દીવાળી વિગેરે ઉત્સવના દિવસે ઉપરના મહાન ભક્તોની પ્રસાદિરૂપ કાવ્યનો રસાસ્વાદ લેવાનો ઘણો પ્રચાર છે અને ભાવિકભક્તો (મંડળ) રૂપે દરેક નાના ગામથી તે દરેક મોટાં શહેરોમાં પણ મળી ભક્તી રસનો સ્વાદ લે છે, તેમાંનાં ગવાતાં પદો ઘણે ભાગે હસ્ત લીખીત અવસ્થામાં દરેક મંડળીમાંના એકાદ ખંતી ભક્ત પાસે હોય છે, જો કે કેટલીય ઉત્સવ પદ માળાઓ છપાઈ બહાર પડી છે પણ તેમાં ( પાઠફેર ) કેટલોક ફેરફાર જોવામાં આવે છે અને તેથી ખરી કઈ અને ખોટી કઇ તે ન સમજતાં એકનું એક પદસર્વ સ્થળે જુદે જુદે ફેરફારથી ગવાય છે.

અમારા નિવાસ સ્થાનની આજુ બાજુના ગામોમાં મડંળી વધારે છે તેમાંના ભક્તોને ઉત્સવમાં ગવાતાં પદો શુદ્ધ સ્વરૂપમાં અને તેઓ અસલથી જે ગાતા આવ્યા છે તેજ પદો ખરા સ્વરૂપમાં સુધારી વધારી તેને છપાવી પ્રસિદ્ધ થવાની ઘણા ભક્તો અને સ્નેહી ઉત્સવીઓની આ સાધારણ આતુર લાગણીને લક્ષમાંલઈ અમારા આ જીલ્લામાં જે પદો ખાસ ગવાય છે તેજ પદોને પ્રસિદ્ધ કરવા વિશેષકરી પ્રયત્ન થયો છે. તે આશા છે કે આતુર ઉત્સવ બંધુને આદરણીય થશે.

આ ઉત્સવ પદ પ્રકાશ યાને ઓચ્છવ પદ સંગ્રહમાં પ્રસિદ્ધથયેલાં પદો પ્રકટ કરનારનાં રચેલાં નથી પુરૈના મહાન

ભક્તોનીજ પ્રસાદી છે અને પ્રકટ કર્તાને તે જે સ્વરૂપમાં મળી આવેલ છે તેજ સ્વરૂપમાં તેણે પ્રસિદ્ધ આમાં કદાચ કોઇ પદોમાં કાવ્યદોષ જણાય કોઇ પણ કોઇ અર્વાચીન કવિના હસ્તકનું હોય અથવા હાલમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંના ઉતારા રૂપે કોઇને જણાય તો તે સર્વના આ સ્થળે પ્રગટ કરનાર ઉપકાર માને છે આમાંના જે દોષ જણાય તે પ્રગટ કર્તાને કોઇ સત્ય સંશોધ જણાવવા કૃપા કરશે તો ઉપકાર સાથે તેનો સ્વીકાર કરી નવિન આવૃત્તિ પ્રસંગે ફેરફાર કરવામાં આવશે

મુ૦ કેશોદ.
પોષ્ટ કેશોદ.
ઇલ્લે ભરૂચ.

પ્રગટ કર્તા.
**પા૦ વિઠલભાઈ રણછોડભાઈ**
તથા
**પા૦ આસાભાઈ મોરારભાઈ.**





# श्री उत्सव पद प्रकाश.



સાખી:--દુંડાળો દુઃખ ભંજનો; અને સહાય બાળે વેશ ॥
પ્રથમ પહેલા પુજીએ; ગવરી પુત્ર ગણેશ ॥ 1
॥ ગવરી તારા પુત્રને; મથુરા સમરે મોર
દહાડે સમરે બ્રાંહ્મણ વાણીઆ; રાતે સમરે ચોર ॥ 2
॥ લસ્કરમાં ગેમલ બસો; ફોજ તણા સરદાર
સાંમી સુઢે આવે મલપતો; હસ્તી રાજકુંવાર 3

## પદ ૧ લું.

પ્રથમ પહેલાં સમરીએ; દેવ દુંડાળો
એ તો ગવરીનો પુત્ર ગણેસ; દેવ મારા વીઘ્ન હરો 1
માતા કહીએ જેની પાર્વતી: દેવ દુંડાળો
જેના પીતા તે શંકર દેવ; દેવ મારા વીઘ્ન હરો 2
મુસ્તક મુગટ શોભામણો; દેવ દુંડાળો
જેને કુંડળ ઝળકે કાંન; દેવ મારા વીઘ્ન હરો 3
બાંહે બાજુબંધ બેરખાં; દેવ દુંડાળો
જેને દસે આંગળીએ વેઢ; દેવ મારા વીઘ્ન હરો 4
પાયે પહેરે જરા મોજડી: દેવ દુંડાળો
જેની લડબડતી છે ચાલ; દેવ મારા વીઘ્ન હરો 5
રાંમ રતનીઆં વીનવું; દેવ દુંડાળો
તમે સાધ્યાં સેવકનાં કાજ; દેવ મારા વીઘ્ન હરો 6

## પદ ૨.

નમોરે ગણેશા નમો હનુમંતા; એ બે વીર બહુ બળવંતા.
નમો ટેક.
એકને ઘેર છે સુધબુધ નારી; બીજો બાઈ ભોળો બ્રહ્મચારી. નમો.
એકને જમવા મોદીક લાડુ; બીજાને તેલ સીંદુર એક ગાડુ. નમો.
એકને જમવા ખટરસ સાર; બીજાને સેવાતણો અધીકાર. નમો.
એકેતો સીતા તણી સોધ લીધી; બીજેતો મહાદેવને બુધ દીધી. નમો.
એકેતો લંકાઘડ પ્રજાળો; બીજે સુર્યતણો રથવાળો. નમો.
એક હતો પાર્વતીનો તન; બીજો તો શંકરથી ઉત્પન. નમો.
બેણુ કન્યા હું એટલું જાણું; એ વીરને સરખા વખાણુ. નમો.

## પદ ૩

રાગ ગોડીની સાખીયો.

સાંજ પડે દીન આથમે; ચકવા ચકવી સોય.
ચાલો ચકવા જ્યાં જઈએ; દીન ડુબે ત્યાં સોય. ૧
ગોડી પુછે ગોડીઆ; કોણ ભલેરો દેશ.
સંપત હોયતો ઘર ભલાં; નહીતો ભલો પરદેશ. ૨
સંપત દેખી મન હરખીએ; વિપત પડે મત રોઈ.
સંપત હોય ત્યાં વિપત હે. હરી કરે સો હોય. ૩
અબોમાંને કુંજર ભયો; લીયો અપને સીરભાર.
નાકે જમડા કુટ હે; લોઢું ઘડે લુહાર. ૪
નીમર ગયો રવી દેખતાં; કુબુદ્ધી ગઈ ગુરૂ જ્ઞાન.
ભક્તિ ગઈ અની લોભશે; તો તુલસીદાસજમાંન. ૫

### પદ ૪ રાગ સહર.

ગર્વ કર્યો સો નર હાર્યો: શ્રી રામજીસેં ગર્વ કર્યો સો નર હાર્યો ટેક.
ગર્વ કર્યો ચકવા ચકવી; રજની વીયોગ પાડયો. શ્રીરામજી.
ગર્વ કર્યો હે આવલ બાવલે; ચાંમર કુંડમાં ડાળો. શ્રી રામજી.
ગર્વ કર્યો હે વનકી ચલોડી; મુખ કાળો કરડાર્યો. શ્રી રામજી.
ગર્વ કર્યો હે રત્નાગર સાગરે; નીર ખારો કરડારો શ્રી રામજી.
ગર્વ કર્યો હે અંજની પુત્રે: પાય ખોડો કરડાર્યો. શ્રી રામજી.
ગર્વ કર્યો હે ચાંદા સુરજે; કાયામાં ખાપણુ લગાયો. શ્રી રામજી.
ગર્વ કર્યો હે લંકાપતી રાયે; દસ મસ્તક છેદાયો. શ્રી રામજી.
તુળસીદાસ આશા રઘુવીરકી; સઉકો માન મરોડો શ્રી રામજી.

### પદ ૫ રાગ સહર.

કોણુ દિશાસે આયો પવનસુત કોણુ દિશાસે આયો. . ટેક.
ઉત્તરખંડ અયોધ્યા નગરી; ચિત્ર કુટસેં આયો. પવન.
કોણુકા પાએક કોણુકા પુત્ર; કોણુ દુત પઠાયો. પવન.
અંજનીકા પુત્ર રામજીકા પાએક; લક્ષ્મણ દુત પાયો. પવન.
કોણુકે સતસેં સાહેર ઉતર્યો; કોણુ સંદેસા લાયો. પવન.
સીતાસેં સતસેં સાહેર ઉતર્યો; રામ સંદેશા લાવ્યો. પવન.
લંકા લુંટી અબ લઈ જાવું; રામ આના નવ લાવ્યો પવન.
તુલસીદાસ આશા રઘુવીરકી; હરી ચરણે ચીત લગાયો. પવન.

### પદ. ૬ રાગ કલ્યાણની સાખીઓ.

સાખી—ગોડાંતો અબ મટ ગઈ, જબ અથમીઓ ભાણુ
ઉપર ઘડીકા દો ગઈ, જબ પ્રગટયો રાગ કલ્યાણ
સાખી—કલ્યાણુ કલ્યાણ સબ કો કહે, મે કયા કહું કલ્યાણુ
જન ઘેર સેવા શ્યામકી, ત્યાં સદાએ કલ્યાણુ

સાખી—સુખ ઉપન્યો દુઃખ મટ ગયો, ચોદશ ભયો ઉજ્યાળ.
અંગો અંગથી ઉલટભર્યો, જબ પ્રગટયો રાગ કલ્યાણ
સાખી—કલ્યાણ રાગ સોહામણું, સબ રાગનકો રાખત માન
સિંહલદ્વીપની પદ્મણી, જપતી રાગ કલ્યાણ

## પદ. ૭ કલ્યાણ.

સહેજાનંદ હરી પ્રગટ થયા, સહેજાનંદ હરી
પુર્વે વ્યાસમુનિએ કહી જે, તે વાત ખરી પ્રગટ
કૌસલ દેશમાં પ્રગટ ભયે, દ્વીજ કુળ દેહ ધરી પ્રગટ
અધર્મના વાલે મૂળ ઉખેડી, સત ધર્મ થાપ્યો હરી પ્રગટ
નિસકુળાનંદનો સ્વામિ સામળીઓ, દીગપુર વસ્યા હરી પ્રગટ

## પદ ૮ કલ્યાણ.

લજ્યા રાખો શ્રી હરી, લજ્યા મોરી રાખો શ્રી હરી. ટેક.
ધર્મ બેઠા હે ભીમ બેઠા હે, દોનોસેં કંઈ ના સરી. લજ્યા.
દુષ્ટ દુર્યોધન ચીર ખેંચતહે, સભામાં ખડી કરી. લજ્યા.
ગરૂડ ચઢીને આવ્યા ગોવિંદજી, ચીર નવાણું ભરી. લજ્યા.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધ નાગર, ચરણ કમળ ચિત્ત ધરી. લ.

## પદ ૯ કલ્યાણ.

ધન ધનરે ગોકુળ ગામ, ધન આ ધરતીને
મારે વાલે કર્યો વિશ્રામ, ધન આ ધરતીને ટેક.
ધન તો કહીએ પેલાં મોરના પીછાં, હરીના મુગટપર બિરાજે હો.
ધન તો કહીએ પેલી વાંસલડીને, મારા પ્રભુજીના મુખપર
બિરાજે—ધન.
ધન્ય તો કહીએ પેલા ઝાડ કદમના, ત્યાં બેઠા ભગવાન હો;
ઝાઝાં ઝાડરે સર્વે ઝુરી રહ્યાં છે, મારા પ્રભુજીને શીતળ છાંય—
ધન.

ધન્ય તો કહીએ પેલા જળ તો જુમનાનાં, ત્યાં બેઠા હરી નહાય હો
ધન્ય તો કહીએ મહેતા નરશીની ઝુંબલડી, મારા વહાલાના
હેતે ગુણ ગાય-ધન.

## પદ ૧૦. કલ્યાણ.

તને વારૂરે બીજની નાર, સંગે મોરી શીદને ફરે
પેલા દેખે હરીજન લોક, લાજે અમે મરીએ. ટેક.
નવરી ઉભી ગોપી નેણાં નચાવે, જ્યમતો સાહેરની લહેરહો
બાળપણામાં ગોપી વચને વરૂધાં, હવે શી કરવી પેર. સંગે મોરી.
વહનીરે વીનતા વ્યાકુળ થઇને. આવી હમારી સંગ હો.
કોમળ પાસા તમને હો દુખસેરે, કરમાસે કોમળ અંગ. સંગે મોરી.
આજ તું તો અહીંથી જાનેરે ગોપી, જાણ્યા તમારાં ચેનહો
જાતાને વળતાં ભુજ શું બીડે. ગોપી ભડકે અમારી ધેન. સંગેમોરી.
મુજ ભોવનમાં આવજોરે ગોપી, આપણે કરીશું ખેલહો
રામકૃષ્ણ પ્રભુના રસનીરે ગોપી, વહાલા પાલવડો મુક. સંગેમોરી.

## પદ ૧૧ કલ્યાણ.

તમે શાને આવોરે વ્રજની નાર, વ્રજની સુંદરીઓ
ઘેર મુકયાંરે નાના બાળ, વ્રજની સુંદરીઓ
આવાં રૂડાં મંદિર તજીને, આવ્યા વન મોઝાર હો
ધર્મ તમારો ગોપી તમને કહું છું, એમ કહે ગોપીજન—વ્રજની.
મોરલીનું ધ્યાન ધર્યું મારે વાલે, મોહ ઉપજાવ્યો નાર હો
એક એક આપે દીસે હરી રૂડા, એમ કહીને બેઠાં બ્રહ્મચાર વ્રજની.
વેદ પુરાણમાં એવુંરે લખ્યું, સ્ત્રીને ભજવો કંથ હો
અમોરે ભજીએ વનમાળીરે તમને, એમ કહે છે કુળવંતી નાર—
વ્રજની.

## પદ ૧૨ કલ્યાણ.

નહીં ચારૂ રે મોરી માત, નવલખ નહિ ચારૂ.
સાથે મોકલ્યો શ્રી બળભદ્ર વીર, નવલખ તો ચારૂ. ટેક.
તરણું તોડેને ખરણું ખાઈ, સામાં માંડે સિંગ હો.
વાળવાને જાઉં ત્યારે મારવાને દોડે, પેલી કાલી કાંમધેન ગાય. ॥
નવલખ નહીં ચારૂ.
કંદળી વનમાં વનતો ઝાંઝેરાં, મહીં તો ઘણેરા રાફ હો.
ફેણ તો માંડી નાગહો ફુફવેરે, બિવડાવેએ સાપ ॥
નવલખ નહીં ચારૂ.
મોહા જમુના ભરપુર વહે છે, તેનો મારે બહુ સંતાપ હો.
નિત્ય ઉઠી મારે પાર ઉતરવું, મને તણાઈ ગયાનો લાગે ધાક ॥
નવલખ નહીં ચારૂ.
માતા કહે સુણો પુત્ર હમારા, કોણ તમારાં અજાણહો
જેણે પાતાળે કાળી નાગ નાથ્યો, મારા કામણગારા કાન. નવલખ.
માતારે કેરાં વચન સુણીને, માધવ મુકી રીશ હો
બ્રાંમનોરે હાકોર ગૌધન ચારે, જેડી અહીં જુગદીશ. નવલખ.

## પદ ૧૩ કલ્યાણ.

મહારે દિવાળી થઇ આજ, હરિમુખ જોવાને
વહાલે સાર્યાંરે સેવકનાં કાજ, ભવદુઃખ ખોવાને ટેક
આજતો દિવાળી મારે અતિ અજવાળી, હરિમુખ જોવા કાજહો
સુંદરવરનું મુખડું જોઇને, મહેતો આંખ આંજી અણીઆળ હરિ૦
પાએ રેશમતી વરમાળા પહેરી, ગળે ગુંજનો હારહો.
પગ લગી પીતાંબર સોઇએ, તારી શોભાનો નહિપાર. હરિમુખ૦
રત્ને જડી સુવર્ણનીરે થાળી, મહીંતો ભર્યું છે કપુરહો

આરતી ઉતારૂ માહારા પ્રાણજીવનની, રવિતે ઉગમતે સુર. હરિમુખ.
સાવતો સોનાના મારે સુરજ ઉગ્યા, દુધડે વરશ્યા મેઘહો
રામકૃષ્ણ પ્રભુ એટલુંરે માગું, ફરીના ધરવી દેહ. હરિમુખ.

## પદ ૧૪ કલ્યાણ.

આવે આવે શ્રી નંદાજીનો લાલ, લટકે આવેરે
છોગાળોરે વિઠ્ઠલલાલ, મારે મન ભાવેરે
આણીરે શેરીએ ફુલડાં વેરાવું, ચાલે ચતુરા વર ચાલહો
બહુ ગુણવંતો મહારે મંદિર પધાર્યા, એટલો લાભ અમને-લટકે
હસવા ને રમવા મોહનજી તમારે, તેતો મહારા રૂદીઆમાં સાલહો
અમારે વિઠ્ઠલજી વહાલા કહેવાએ, અમને પ્રેમે બોલાવેરે-લટકે
જરજરની મોટમ મહારા વહાલા, તેતો શોભા સૌ તમનેહો
જેને મંદિર પ્રભુજી પધારે, તેનું જીવતર છે ધન-લટકે
ઘણું જીવો મારા જુગના જીવણ, ઓવારણાં કરી જાચુંહો
લોકડાઆમે અમેરે ગવાયાં, તે કરવું સાચું લટકે
મંદિર પધારો મોહનમારા, નિત્ય પ્રત્યે દેજો દેખહો
રામકૃષ્ણ પ્રભુ એટલુંરે માંગું, કુમકુમની રેખા લટકે

## પદ ૧૫ રાગ કાલેરો.

સાંમળીઆનો સ્નેહ મારી સુજની; તમો વીના તે કેમ કહેવાયરે.
એક વાતનું રાખજો છાનું; રખે પ્રગટ થાયરે. સાંમળીયાનો. ટેક.
અમારી કાજે વહાલો ગઉધેન ચારે; વંદ્રાવન મોઝારરે.
દાણને માટે વાલો મારગડામાં; આવીને આડો થાયરે-
સાંમળીઆનો.
સાસોરે અવગુણ કહું મારી સુજની; કહેતાં નવ આવે પારરે.
ભલે મળ્યો મહેતા નરશીનો સ્વામી; વાહાલે કીધા ઘણા વીચારરે.
સાંમળીઆનો.

## પદ ૧૬ રાગ સદર

સાંભળને સાંભળાઆરે વહાલા; તારે મારે ઘણી માયારે.
જો જીવણ જમવા નહી આવે તો; તરત ક્ષણ મારી કાયારે—
સાંભળને. ટેક.
નાત નાગરની જમવાને ચાલી; ચંબુ લોટા લઈ ઝારીરે.
નરસઈ મહેતાને નાત બહારોરે મેલતાં; નાગરમાં ઢેડ કાધારે—
સાંભળને.
માન મુકીને મનાવીને લાવ્યા; મહેતાજી જમવા આવ્યારે.
માનબાઇનો સ્વામી સાંભળીયો; નાતમાં ઢેડ સમાવારે—
સાંભળને સાંભળીઆ.

## પદ ૧૭ રાગ સદર.

વટલાયોરે નાગર નરસૈયો; એહું આહીરડાનું ખાધુંરે
અવર રસ સર્વે ઢોળીદીધો; પ્રેમ રસ હરિએ લીધોરે વટલાયો—
ટેક. ૧
બ્રહ્મારે ઉભા વેદ વખાણે; જગજીવન સાથે તાલી લાગીરે
સનકાદિકને સ્વપને નવ આવે; રાસ રમે વનમાલીરે વટલાયો ૨
ખાંધે કામળી હરીને હાથમાં લાકડી; ગવધેન ચરાવા જાયરે
નરસીંહાને સાથે તેડીને; એહું આહીરનું ખાયરે વટલાયો ૩

## પદ ૧૮ રાગ સરદ

કંકણ મહારૂં આલોરે કાંનુડા; મહારે ઘેર જાવું વહેલુંરે
બોળો બુદર કશીપેર નવજાણે; સાસુ છે ઘેર ઘેલીરે કંગનમારૂ—
ટેક. ૧
હમોરે વંદ્રાવન ગવધેન ચારીએ; કંકણ કેવત કોનેરે.
અમારી પાસે હોયતો શોધીને લેશો; ગોપી આણુદીઠે દોશ ન
હેસોરે. કંગન૦ ૨

સાવ સોનાનું કંકણ હમારૂં; ઝાંઝેતે હીરલે જડીયુંરે.
ભલે મલ્યોરે મહેતા નરસહીનો સ્વામી; સહેજે તે કંકણ દીધુંરે.
કંકણ મોહારૂં.

પદ ૧૯ રાગ સદર.

ચોંપ કરીને ચેતિને ચાલો; કાં કાયર થઈ બેઠારે
આજકાલ કરતાં આરે કાયામાં; કાળ આવીને પેઠારે. ચોં૦ ટેક ૧
ચાંગીરે થાકીને એણરે થાકી; થાકી બુદ્ધી બીચારીરે
ધંધો કરીને કાયારે થાકી, નવ થાકી તરસા તારીરે. ચોંપકરીને ૨
સ્યામ કેશ થયારે ઉજળા; ઉજળી દીશાના જાણીરે
તનડામાં ચટકો ના લાગ્યોરે; શું કહું સમજાવીરે ચોંપકરીને ૩
મનમાં જાણે મારે નથી મરવું, મરણ આવ્યું નહી મુકેરે
પ્રીતમ પ્રભુજીનું ભજન કરીલે, આ અવસર કેમ ચુકેરે. ચોંપ૦ ૪

પદ ૨૦ રાગ સદર

મારૂં મહીએરીઉં માધવપુર; સરવે મલીને જોવા જઇસુંરે
સુખ દુઃખની એજ વીનંતી; જઇને કાંનાને કહીશુંરે.
મારૂં મહીએરીઉં૦ ટેક.
સાસુ હઠીલી મારી નણદી ઠગારી; ને સસરો માણસ બહુ સારૂંરે.
દેરાંણી જેઠાંણી મને મેંણલાં દેછે; નાવલીઓ નાનું બાળરે. મારૂં.
પાહેરથીરે હમો સાસરે જઇશું, નીલવટ નારી કહેવઇસુંરે
ભલે મલ્યોરે મહેતા નરસીનો સ્વામી; વેગે અમરાપોર જઇસુંરે.
મારૂં૦

પદ ૨૧ રાગ સદર

નથી કીધાં પુન્ય નારી હમોએ; દત્ત વીના ફળ કયાંથીરે હોયઃા
આ કારણે મિત્ર પાસે જઈ જાચું; મીથ્યા પત હમારી જાયરે
નથી કીધાં. ટેક ૧

હુ સરખા મિત્ર બહુ મોહનને; કેમ સાંભળીઓ લેશે મુજ સંભાળરે
માયારે પત મગરૂર થઈ બેઠા; સીદ મોકલે જોવા મારા હેવાલ
નથી કાયાં. ૨
મિત્ર બાળકો મુને કાકા કહીને; બોળે બેસીને ખાવું માગેરે
સુંરે આપીશ મારી સાણી સુંદરી; દેવે તે સરજ્યો મુજને રાંકરે
નથી. ૩
સેર તાંદુલ હું જાચીનેરે લાવી; સુંદરીએ સ્વામી કર્યો વીદાયરે.
દાસ આસાનો દરસન હીત; વીપ્ર સુદામોજી દ્વારકા જાયરે
નથી. કાયાં. ૪

## પદ ૨૨ રાગ સદર.

એ વાગી વંદ્રાવન મોરલી; સાંભળને સાહેલીરે.
રંગ ઉપજ્યો તે કેમ રહેવાશે. ચાલોને ઘરધંધા મેલીરે.
એ વાગી વંદ્રાવન ટેક.
ઘેલી થઇ ગોપી મારા વહાલા, જ્યાં બોલે ત્યાં હરીરે હરી ૧
એ બાળકને બોલાવે નહીરે; તમો રહ્યા રડતાં કે જાવ મરીરે
એ વાગી.
સણગાર સજી ગોપી થયાં સાવધાન, વહાલા સું રમવા રંગભરી. ૨
ભલે મલ્યોરે મહેતા નરસઇનોરે સ્વામી, લાભ તે લઇશું
લાજ તજી—એ વાગી વંદ્રાવન ૩.

## પદ ૨૩ રાગ સદર

આરે નગરમાં અવળોરે ન્યાય; રાજાને પીડે પ્રજારે
બાળક હેમીને બાવોરે બાંધ્યો; કરે ગુરૂ ચેલાની સેવારે.
આરે નગર૦ ટેક.
ચાર જુગની ચોરી રચાવી; દીકરો પરણે માયરે.
શું કરીએ બાઈ ચતુરે આવ્યું; દોહ્યા નારીને દુહે ગાયરે. આરેન૦

ઉંધેરે મસ્તક અવળોરે કુવો; માથા લગીતે ભર્યોરે
શું કરીએ બાઈ થતુંરે આવ્યું; નાવમાં ડુબ્યો દરીયોરે. આરેન૦
અગ્નીમાંથી મેહ વરસાવે; અને ગગન ચડીઆં પાણીરે.
કહેત કબીરા સુણોભાઈ સાધુ; એ વાત કોઈ ગ્નાનીએ જાણીરે.
આરે નગર૦

## પદ ૨૪

રાગ મારૂની સાખીઓ

સાખી—મારૂ તારા દેશમાં દીઠાં ત્રણ રતન
એક તો મારૂ બીજન ઢોલીઓ. મારૂ ત્રીજતરે કુસુંબ રંગ
સાખી—મારૂ મસ્તક એડલાં, પગ હાંજે પંથ દુર
એકતો ન આવ્યો પાપી મેહુલો. મારી નદીએરે પુર
(નઆવ્યાં)
સાખી—મારૂ જેસી પતળી. જેસી ખંડા ધાર
સહેજ પલંગથી લથડી, મારૂ ટુકડારે થયા દોને ચાર
સાખી—મારૂ નહિ ગંગા ગોમતી, છુટા કેશ સુકાય
ચંદન કેરે છોડવે, કાળી નાગરે હિંચોળા ખાય
સાખી—મારૂ ઢોલા કરતાં ઢોર ભલાં. ચરે વનના ઘાસ
સાંજ પડે દિન આથમે. ઢોર કરે ઘરની આસ
સાખી—મારૂ મારા દાદલા, ન આવીશ મારૂ દેસ
મારૂ દેશના ઉંડા કુવા, હું તો પાણી ભરતાં મરીસ

## પદ. ૨૫ સદર

આવ્યાંરે આસ ભર્યાં વહાલાજી, અમે આવ્યાંરે આસ ભર્યાં ટેક
બંધાયાંરે દલ નહિ વળે પાછાં, તારી મોરલીએ મન હર્યાં વહાલાજી
સુતને મહેલી અમે પતીને મેલી. મેહેલી કુળ મરજાદ વહાલાજી
માતને તાત વિસાર્યાં મોહનજી, સ્યામતો તમારી કાજ વહાલાજી

સુંદર રાત વહાલા સરદ પુનમની, ઉત્તમ આસો માસ વહાલાજી
મોટારે કુળની અમેરે માનુની, પુરો અબળાની આસ વહાલાજી
એવાં વચન સુણી હરિરે હરખાયા, આપણે રમીએ રાસ વહાલાજી
નરસિંના સ્વામીની સંગે રમતા, રજની કરી ખટ માસ વહાલાજી

## પદ. ૨૬ સહર

મને ના બોલાવે વહાલો મને ના બોલાવે, કહણ હૈયાનો કહાનો-
મને ન બોલાવે
જોની જોસીડા તારી પોથીમાં શું આ, જોવે એવા જોજો મને-
મૈયર વળાવે. કહણ.
સાસુ હઠીલી મારી નણદી હઠીલી, વીરલાને કહેજો મારે વાંણુસે ન
આવે. કહણ.
સૌ સખીઓમાં વહાલો સુઘડ કહાવે, ચતુર નારી મળી પ્રભુને-
મનાવે. કહણ.
આડો આડો ચાલે વહાલો પરઘેર મહાલે, નૃસિંહના સ્વામીને-
નવોસ્નેહ ભાવે. કહણ.

## પદ.

નજરો આગળ રહેજો મારા હૈડા આગળ રહેજો, મારૂના ઢોલા
રાજ મારી નજરો આગળ રહેજો.
આછી આછી કળીઓપર સેજ બિછાવું વહાલા, ભમર પલંગ
ઉપર સુજો. મારૂ.
અમેરે તમારાને તમેરે અમારા, સારી સારી વાતો હમને કહેજો.
મારૂ.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત લેજો. મારૂ.

## પદ ૨૭ સફર

આસોરે ઉંઢેણી બેડું ઢળશે ઉંઢેણી મારી આસોરે ગાગેર બેડું ઢળશે. ટેક.

ઘરમેરા દુર ગાગર શીર ભારી. નહાની નણુદી ઘેર વઢશે. ઉંઢેણી

સાસુ હઠીલી મહારી નણુદી હગારી. ન્હાનો દિયેરઓ ઘેર વઢસે ઉંઢેણી.

વૃંદાવનને મારગે જાતાં, ન્હાનું બાળક ઘેર રડશે. ઉંઢેણી.

બાઇ મીરાં કહે પ્રભુ ધિરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત હરશે. ઉંઢેણી.

## પદ.

ઉભોરે આળસ મોડે આ જોને કોઇ ઉભોરે આળસ મોડે. ટેક

ઝાંઝર ઝમકેને વિંછવારે ઠમકે. હીંડે છે વાંકે અંબોડો. આજોને.

સોનાની ચુડી વહાલા રત્ને જડેલી. મુખતો મોહ્યું છે લાલ ચુડે આ જોને.

સોનાની ઝારી વહાલા સિંદુરે અજવાળી, માંહી તો ગંગાજળ ડોલે–આ જોને.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ. હરડ ભરાયા એની હોડે. આ જોને.

## પદ ૨૮ સફર.

માયા સીદને લગાડી ધુતારે હમને માયારે સીદને લગાડી. ટેક.

માયા લગાડી મોરલી વગાડી, અરરરે ફુલ તો વાડીમાં ભુલી પાડી ધુતારે.

સોનાની થાળી વહાલા સિંદુરે અજવાળી, દેવળ પુંજવાને ચાલી–ધુતારે.

વૃંદાવનને મારગે જતાં વહાલા, મધુરસી મોરલી વગાડી—ધુતારે.

કુવામાં કોસ મુકી વરતો સિદ કાપી વહાલા, તે હ્હાડાના છોરે અનાડી–ધુતારે.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, દરશન દેજો દહાડી દહાડી
ધુતારે.

### પદ. ૨૯ સદર.

બોલે છે બોલે છે ઝીણા મોર, રાધા તારા ડુંગરીઆમાં બોલે
ઝીણા મોર. ટેક.

મોર બોલે પપૈયા બોલે, કોયલડી કરેરે કલોલ. રાધા તારા.

કાળી કાળી વાદળીમાં વિજળીરે ચમકે, મેઘલીઓ કરે ઘનઘોર.
રાધા તારા.

ઝરમર ઝરમર મેહુલા વરસે, ભીંજે મારા સાલુડાની કોર.
રાધા તારા.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, તું છે મ્હારા ચિતડાનો ચોર
રાધા તારા.

### પદ ૩૦ રાગ સદર

મ્હાજન મોરલી વાગી ચાલોને જોવા જઈએરે મોરલી વાગી. ટેક.

ભર નિંદ્રામાં હમોરે સુતાં હતાં, ઝબકી જોવાને જાગી. ચાલો.

સાંકડી શેરીમાં વ્હાલો સામા મળીઆ, હૈડાંની ભ્રાંત મારી ભાગી.
ચાલો.

બાઈમીરાં કહે પ્રભુ ગીરધરનાગર, મળ્યા મને શ્યામ સોહાગી. ચાલો.

### પદ ૩૧ સદર

કાગળ આવ્યોરે પનાજી મારૂ દેશનો કાગળ આવ્યોરે પનાજી. ટેક.

કોરા કોરા કાગળ મારૂજી, કાળી કાળી રસનાઈ જીઓ, વાંચ્યા વાંચ્યા
પંથીડા નિહાળુંરે પનાજી મારૂ.

એરે કાગળ મારૂજી કેના મોકલ્યો, અધવચથી પાછો ફર્યોરે પનાજી.
મારૂ.

આછા આછા સાળુ મારૂજી રાતી રાતી કોર્યો, માંહીછે સોનેરી ઝીણા

તારરે પનાજી. મા૦

ઝરમર ઝરમર મેઉલો વરશે, ભીજે મારા સાલુડાની કોરરે પનાજી. મા૦.

ઉંચા ઉંચા મહેલવાળી અજબ રંગીલા, ત્યાં ચઢી જોઉ તારી વાટરે પનાજી. મા૦.

બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ બલીહારીરે પનાજી. મા૦.

## પદ. ૩૨ રાગ કાફી

વારોને જશોદા તારા દાણીને આળી ગાળો આળ કરેછે વારો જશોદા તારા દાણીને

તુંતો વહાલો વહાલા તારી માને, તેથી વહાલો રાધા રાણીને આળી ગાળો

વંદ્રાવનને મારગ જાતાં, પાલવ સાહ્યો મારો તાણીને આળી ગાળો.

એકવાર સાંખુ બહાના બીજીવાર સાંખુ, હવેતો આપીશ વેણ વારીને આળી ગાળો

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, મોહી છે છબીલો વર જાણીને આળી ગાળો

## પદ. ૩૩ કાફી

અમથાં નહિરે અપાય મહીંનાં મુલ ઘણેરાં અમથાં નહિરે અપાય ટેક.

કરગરી કહુંછું બહાના કેરે ખસોને, અમથા નહિરે અપાય મહીનાં.

મોહ મત્સર માયાનો ભરીઓ, લોક ઇશારત થાય મહીનાં.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, મુલ્ય ખરચે તે મહી ખાય મહીનાં.

## પદ ૩૪ કાપી.

જાઓ તો કદમ ચઢી બેઠો રાધાજીનાં ચીર તો હરીને જાઇ તો
કદમ ચઢી બેઠો. ટેક.
નહાતાં ને ધોતાં કહાના કેમ નીસરીએ, રંગભરી નાંખને રેતો.
રાધાજી.
તમો જાણો કહાંના કોઈ નવ દેખે, કઇ તો ગુફામાં જઈ બેઠો.
રાધાજી.
હું છું બ્રખુ ભાણુનીરે કુંવરી, તું તો છે નંદાજીનો બેટો. રાધાજી.
દાસ પુરૂષોતમ સ્વામીને કહું છું, ઉતરી આવને હવે હેઠો. રાધાજી.

## પદ ૩૫ કાપી.

નીરમે કયેસેં ભરૂ અધરોરે આરો નીર મેં કયાંસેં ભરૂ. ટેક.
અધરો આરો પીઉ હું અજાણી, બીહ બીહ પાવ ધરૂ. અધરો.
લાગત પવન ઉડ જાય મારી ચુંદડી લોકતો દેખને લાજી મરૂ. અધરો.
પાપી પીઉડે મારી પીડાના જાણી, અબસેં કયા કરૂ. અધરો.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત ધરૂ. અધરો.

## પદ ૩૬ કાપી

કયારે મળશે કહાંન, જોશીડા જોશ જુઓને કયારે મળશે કહાન. ટેક.
સુકાયને અમો શલ વર્યાંછે, જેમ પાકુ પીપળાનું પાન. જોશીડા.
સુખડું મારે સરસવ જેવડું, દુઃખડું મેરૂ સમાન. જોશીડા.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાન. જોશીડા.

## પદ ૩૭ કાપી.

માછીડા હોળી હલકાર, મારે જવું હરિ મળવાને, માછીડા હોળી
હલકાર. ટેક.
તારી હોડીએ હીરા રત્ન જડાવું, ફરતી મુકાવું ઘુઘર માળ. મારેજવું.

શાવ સોનાને તારો સુખડ જડાવુ, સહતો ચઢાવું અસ્માન.
મારે જવું.
આણી તીરે ગંગા પેલી તીરે જુમનાં, વચમાં નંદાજીનો લાલ.
મારે જવું.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ બલીહાર.
મારે જવુ.

## પદ ૩૮ કાફી.

કીશ બન ઢુંઢન જઉં મેરો સ્યામ બન્યોરે વેરાગી કીશ બન
ઢુંઢન જાઉં ટેક.
કોરી કોરી મટુકીમાં દહીંરે જમાયા, ગોવાલણ બનકર જઉં—
મેરો સ્યામ.
હાથમાં ફુલનકા બાજુબંધ ગજરા, માલણ હોકર જઉં—મેરો સ્યામ
ગોરે ગોરે અંગ ઉપર ભભુત લગાયો, જોગણ બનકર જઉં—
મેરો સ્યામ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ચાઉં—
મેરો સ્યામ.

## પદ ૩૯ કાફી.

દેહતો પવિત્ર થાય ચાલોને રેવાજળ નાહીએ દેહ તો પવીત્રથાય. ટેક.
ગંગારે નાહીએ જુમનાં નાહીએ. ઓર સંગ ઓચ્છવ થાય—ચાલોને.
આરે કળીયુગમાં દોનુંરે મહિમા, એક તો રેવાને બીજી મહી—ચાલોને.
કહેત કબીરા સુણો ભાઈ સાધુ, પાપ તો પ્રલે થાય— ચાલોને.

## પદ ૪૦ કાફી.

કાગળ કોણ લઈ જાય મથુરામાં રહેાારે મેવાશી કાગળ કોણ
લઈ જાય. ટેક.
વ્રજનારી તારી વાટ જુએ છે. જશોદાજી અન્ન ના ખાય.
મથુરા

કોરાકોરા કાગળ કાળી રૂસનાઇઓ, માંહે લખ્યો નંદાજીકો લાલ.
મથુરાં.
ગોકુળ મુકી વાલા મથુરાં સીધાર્યા, આશો થયો અન્યાય.
મથુરાં.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરજી ભજે સુખ થાય.
મથુરાં.

## રાગ સોરઠની સાખીઓ.

### પદ ૪૧ સોરઠ.

**સાખી.** સોરઠ સુડો ના સરજ્યો ન ચઢયો ગીરનાર
ના નહાયો ગંગા ગોમતી, એનો એળે ગયો અવતાર

**સાખી.** સોરઠ સિંહલદ્વીપની જાત તણી પરમાર
બેટી રાજા ઉમની તેને પરણ્યો રાય ખેંગાર

**સાખી.** સોરઠ રાગ સોહામણો મુખસેં કહ્યા નવ જાય
જેમ જેમ ભાગે રાતડી, તેમ તેમ મીઠેરો થાય

**સાખી.** સોરઠ વાશી દ્વારકાં અને ઉત્તમ સોરઠ દેશ
મથુરામાં હરિ જન્મીઆ વારયો સોરઠ દેશ

### પદ. ૪૨ સોરઠ

કઠણ ના થઇએરે કાહાન ગોવાળ નગણા ના થઇએરે નંદાજીના
લાલ. ટેક.

ઉમેદ વારીએ અમે અવતર્યારે, કરીએ તમારી આશ.
પ્રીત કરી હરીએ પરહરીરે, અમને રાખો તમારી પાસ, કઠણ.
તમો છોરે નટવરહો નાંધડારે, અમો છું બાળે વેશ.
પાલવ ગ્રહીને રાખશુંરે, નહિ જાવા દઉ પરદેશ, કઠણ.
સુરજને બહુ કિરણ છેરે, કિરણને રવિ એક.
તમોને અમો પ્રભુ એકજ છોરે, અમ સરખી નાર અનેક, કઠણ.

ગોકુળમાંથી મથુરા ગયારે, મામા કંશને મારી.
એવું ના ઘટે મારા નાથજીરે, તમને મોહી રહી વ્રજનાર, કડણુ.
અવર પુરૂષની આંખડીરે, એવી અમારી રીત.
ભક્તિદાસના સ્વામીની સંગે રમતાં, મહારે પુર્વ જનમની પ્રીત, કડણુ

## પદ. ૪૩ સોરઠ

દોહીલો હોરે મહારા રાજ પરવશ દોહીલો મહારા રાજ ટેક.
શિયાળે તો શિતળ ઢળેરે ધ્રુજે રાજ કુમાર
રૂક્ષ્મણી લખી કાગળ મોકલેરે, મારૂ જોબનીઉં વહી જાય. પરવશ.
ઉનાળાની રાત હો આકળીરે, તડકો તપેને લુવાય
એવું ના ઘટે મારા નાથજીરે, અમો કરીએ તમારી આશ. પરવશ.
ચોમાસે તો અજળજ હેલી, પંખી પાવન થાય
કાદવ કીચડ અતીરે ઘણેરા, પ્રભુ ચાલ્યાની રત નહિ પરવશ.
બારે માસ સોહામણારે, હરિ વિના કેમ રહેવાય
ભીમના ઠાકોરને એટલું કહેજો, તમો ઘેર પધારો મહારાજ. પરવશ.

## પદ ૪૪ સોરઠ.

લઈ ચાલો ગોવિંદાને દેશ ઓધવ મને લઈ ચાલોરે ગોવિંદાને દેશ.
અમને મોહનજીએ મુકયાં વિસારી કયા કરૂ કર્મકી રેખ. ઓધવ.
સોના તજુ મેં રૂપા તજુગી, તજુમેં આલંજે દેશ. ઓધવ.
અંગે ભભુતી ગલામાં શેરીયાં, લઉમેં જોગણકો વેશ. ઓધવ.
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, તજુ મેં આ વજકેરો દેશ. ઓધવ.

## પદ ૪૫ સોરઠ.

નહિ આવેરે નહિ આવેરે, નાથજી નહિ આવે
એને મથુરાંમાં મોહી છે નારીરે, ગોકુળીયું કેમ ભાવે. નાથજી
ગોકુળનો ગોવાળીઓ, ને થયો મથુરાંનો રાય

કહો બાઈ ગોકુળ કેમ ગમેરે, એને દહોવી પડે છે ગાયરે. નાથજી..
મથુરાંમાં સાલદોસાલારે, નહાના વીષના વાગા
ગોકુળ મેલી વહાલો નાશી ગયોરે, કારી કામળી હોડવા ભાગારે. નાથજી..
કંસરાયની દાસી કહીયેરે, ખુંધીને વળી ખોડી
કારો કાનજી ને કાળી કુબજારે, એતો સરખી બની છે જોડીરે. નાથજી.
વંદ્રાવનની કુંજ ગલનમાં. હમને રમાડયાં રાસરે
નરસૈયાનો સ્વામી મેલી ગયોરે, અમને કરી ગયા નીરાશરે. નાથજી.

## પદ ૪૬ સોરઠ.

એતો જાણ્યું હમેશાં લગી રહેશેરે, વાહ્યું એને જોબનીએ
બાર વરસ બાળાપણ ખેલો, સોળે સાન ના આવીરે
વીસ વરસ જપ તપમાં ખોયાં, એને ત્રીસે હરિ ના જાણ્યારે. વાહ્યું.
પાંત્રીસે એના પડતારે દહાડા, ને ચાળીશની જળ લાગીરે
પચાસનો શબ્દ સાંભળીરે, એની સાઠીકે બુદ્ધિ નાઠીરે. વાહ્યું.
નૈયણાં નાશીકા ગરવારે લાગી, થરથર કાયા ધ્રુજેરે
તોએ હરી દરશન ના આવેરે, એની આંખલડીએ ના સુઝેરે. વાહ્યું.
મારૂં મારૂં કરતો ધાતો ફરે છે, દોષ કરમનો ના જાણેરે
ભણેરે ભીમ જોબનીઆને દહાડે, એને હરિનવ જાણ્યા નીરવાણુરે. વાહ્યું.

## પદ ૪૭ સોરઠ.

જાતું છે જાતુ નથી રહેતુરે આ દેહી મુકી દહાડો એક જાવું છે
આઓ પીઓને ધનહોરે વાપરોરે કાપડ પહેરો સાર
મનશા સરખો આ પ્રાણીઓરે, તેતો નહિ આવે વારંમવાર દેહી.
કહોનું છોર ને કોનું વાછરૂરે, કોના માને બાપ

અંતકાળે જાવું એકલાંરે, સાથે આવશે પુન્યને પાપ દેહી,
ડુંગર કોરીને, ઘર કરોરે, તોએ ન છોડે મોત
ચેતવું હોયતો હારે ચેતજોરે, ગોળો જશે એતો ગોફણ સોત દેહી,
ઉગ્યા સોહી હારે આથમેરે, ફુલ્યા સોહી કરમાય
ચણ્યારે દેવળ ગીર પડેતો, જનમ્યા સોઈ મરજાયરે દેહી,
જેવું પાણીનું હારે પોટકુરે, એવું કાયાનું સ્થુલ
ભણે નરસૈંયો મણીરે મુગટનું, જેમ કરમાઈ જાએ ફુલરે દેહી,

## રાગ કેદારાની સાખીઓ ૪૯

સાખી—કેદારો જબ કીજીએ, આધી રેન હોય
હરિજન હોય તે તો હરિ ભજે, મુરખ રહેવે સોઈ.
સાખી—કેદારો જબ કીજીએ, અને મુખ ઉપર જપીએ રામ
સૌ રાગનકો દેવતા, કેદારો ભગવાન.
સાખી—કેદારો મુજ ઘેર પરોણલા, અને શાંસાં ભોજન દઈશ
સેવ સુંવાળી લાબસી, આંબા રસ ઘોળીસ.
સાખી—કેદારો કુમ કુમ લવે, અને મોર લવે મલ્હાર
તું શું લવે રાંડ વાંઝણી, તારે પુત્ર નહિ પરિવાર
સાખી—કેદારો મુજ ઘેર પરોણલા, અને પુર્યા મનના કોડ
ધન ધન નાગર નરસૈંયો, જેને ઘેર પધાર્યા શ્રી રણછોડ.

## પદ ૫૦ કેદારો.

આવોરે અલબેલા વહાલા, મોહન મારા રસિયારે
આવડી વાર કયાંરે લગાડી, કોને મંદિર તે વસ્યારે. આવોરે.
તમને તે ટેવ પડી પરઘરની, હવે તે શી પેર કરવીરે.
સંસારમાં કાંઈ સાર ન દીઠો, કોને તે જોઈ જોઈ ઠરીએરે. આવોરે.
આજ પછી હરી એવું નવ કરીયે, લોક ઈશારત થાયરે
નરસૈંઈના સ્વામી હમને તજશો, બીરદ તમારૂં જાયરે. આવોરે.

## પદ ૫૧ કેદારો.

તું મારે ચાંદલીએ ચોટગો, સારી મુરતનો શામળીઓ
ક્ષણું એક વહાલા અળગા નવ થાસો, પ્રાણજીવન પાતળીઆ.
તું મારે.
ખડકીએ જોઉં ત્યારે અટકીને ઊભો, બારી જોઉં ત્યારે બેઠોરે
શેરીએ જોઉં ત્યારે સનમુખ આવે, વહાલો અમર તપે અતિ મીઠોરે.
તું મારે.
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સુતાં જોઉં ત્યારે સેજલડીએ
વૃંદાવનને મારગ જાતાં, આવી વળગ્યો બેલડીએ. તું મારે.
પ્રીત કરે તેનો કેડો નવ મુકે, રસ આપે અતી રસિયો
નરસૈનો સ્વામી ભલે મળ્યો, મારા રૂદીયા કમળમાં વશીઓરે.
તું મારે.

## પદ. ૫૨ થાળ લખ્યો છે.

તમને પીરસે જશોદા માડીરે, દયાળજી આરોગો
આદા બીલી કેરાં અથાણું, કરમદ કાકળ કેરી
ગવાળ અળદી વાંશ સધારી, કાંઈ લીંબુ મુક્યાં છે ચારીરે, દયાળજી
ગવાળ ફળી વટાણા વળીઓ, ગલકાં તુમડાં વારૂ
કાચાં માયાં સકર કોરૂ કાંઇ ખટરસ મહેતો કેળાંરે, દયાળજી
તળ્યા લીલવા પાપડ ભજીયાં, રીંગણા વાલોળ વારૂ
તુરીયે તો રઈ ચઢાવું કાંઈ શાક બન્યું બહુ સારૂરે, દયાળજી
તળી જલેબી ખાજાં ઘેબર, સુખલડી તમ સારૂ
શેવ સુંવાળી લાબસીરે, કાંઇ ગળ ગળીઓ કંસારરે, દયાળજી
મહા જુમનાનાં જળ મંગાવું, ગંગા જળ છે સારાં
સોનાઝારી આબખોરો, કાંઈ આચમન કરો મોરારીરે, દયાળજી
લવીંગ સોપારી એલચી, વરીઆળી તમ વારૂ

બત્રીશ પાનનાં બીડાં વાળું, તમેં મુખવાશ કરો મોરારીરે, દયાળજી
ગાય સીખેને સાંભળે તેનો હજો વૈકુંઠ વાસો
ભાવેપ્રીતે ભોજનકીધાં કરજોડી કહે ભાણુદાશરે, દયાળજી

## પદ ૫૭ રાસની સાખીઓ.

સાખી મોરમુગટ શીરપર ધર્યાં, મુખ મોરલી ધનઘોર
વૃંદાવનની કુંજમાં જય જય નંદ કીસોર
સાખી વૃંદા વન સો વન નહિ, નંદ ગામ સો ગામ
બંસી બટ સો બટ નહિ, કૃષ્ણ નામ સો નામ
સાખી લટપટ ઘુંઘટ રાધકા, લટપટ બાળે વેસ
લટપટ મોતી નાકનાં, ગોપી આવેરે છુટે કેસ
સાખી કોણ છબી છે આજની, ભલે બિરાજે નાથ
તુલસી મસ્તક જો નમે, ધનુષ બાણ ગ્રહી હાથ
સાખી કૃષ્ણ વગાડે વાંસળી, ગોપીને કિરતાર
કોણ કોણ ચરિત્ર ખેલવે, બાલા પણ ગોપાળ
સાખી મોરલીકો સાદ સુણાયકે, હર્યા અમારા પ્રાણ
તમો છો નટવર નાથડા, હમો ગોપી ચતુરસુજાણ
સાખી કહે રાજે રંગ ઉપન્યો, હૈડે હરખ ન માય
વેણુતો સુણી વહાલા તણાં, મોહ પામી બ્રિજનાર

## પદ ૫૮.

મોહ પામી બ્રિજનાર (અનિઆંહાંરે) માંહોમાંહે કરે વિચાર
ચાલોને ત્યાં જોવા જઇએ (અનિઆંહાંરે) સખી સર્વે ચંચળ થઇએ
રૂડી સરદ પુનમની રાત (અનિઆંહાંરે) રમવું તે સામળીઆ સાથ
કાલીંદ્રી તે જુમનાની પાસે (અનિઆંહાંરે) સામળીએ માંડયોરાસ
હૈડામાં તે હરખ ન માય (અનિઆંહાંરે) તે જોવાને મન થાય

## સાખી.

જોવા જાદવ રાયને જે જેમ તેમ ધાય
કહે રાજે મન કેમ રહે ત્યાંતો રંગ ઘણેરો થાય

## પદ ૫૫ રાસ.

ત્યાંતો રંગ ઘણેરો થાય (અનિઆંહાંરે) કેમ મંદિરમાં રહેવાય
કોઇએ મેલી કુળની લાજ (અનિઆંહાંરે) ત્રીકમ તમારે કાજ
કોઇએ ભોળવીઓ ભરથાર (અનિઆંહાંરે) કોઇએ વાળ્યો કુળ વહેવાર
એક રોકી રાખી રાંમા (અનિઆંહાંરે) સૌ પહેલી પોચી સાંમા
એક નહાતી ચાલી નાર (અનિઆંહાંરે) તેને લજ્યા નહિ લગાર
એકે અવળી પહેરી ચોળી (અનિઆંહાંરે) એમ ઠામ ઠામ થઈ ટોળી

## સાખી

એમ અબળા આતુર થઈ, મેલી કુળની લાજ
કહે રાજે રંગ ઉપન્યો ઘણો, હવે કામ નવ લાગે હાથ.

## પદ ૫૬ રાસ

હવે કામ ન લાગે હાથ (અનિઆંહાંરે) જોવાને સુંદીર શ્યામ
ચાલો જોવાને જઇએ એની (અનીઆંહાંરે) હવે લજ્યા તે ધરવી કોની
સૌ અબળા સજે શણગાર (અનીઆંહાંરે) મન થોભે નહિ લગાર
કોઇએ આંખતે આંજી એક (અનીઆંહાંરે) માંહે વાંસલડીનો વેગ
દોડંતીતે શ્વાસ ન ખાય (અનીઆંહાંરે) સખી જેમ તેમ ધાય
વંદાવનને લાગી લાર (અનીઆંહાંરે) જેમ હરણ વછુટયા બહાર

## સાખી

પહોંચી પ્રેમાનંદને સૈયળ સઘળો સાથ
કહે રાજે મન કેમ રહે, હવે નેણુ નીરખ્યા નાથ

## પદ ૫૭ રાસ.

હવે નેણે નીરખ્યા નાથ (અનિઆંહાંરે) વહાલા શું કરીએ વાત
મુઃખ દેખી મોહ પામી. (અનિઆંહાંરે) સર્વે વેદના વામી
દેખીને તે દેવ મોરાર (અનિઆંહાંરે) હૈડામાં તે હરખ અપાર
હરિ રાસ રમાડો હવે (અનિઆંહાંરે) અમે આવ્યા છે તે ભાવે
પ્રભુ પુરો મનની આશ (અનિઆંહાંરે) મારે જોવો છે રંગ વિલાસ
હવે રૂડો તે રંગ રમાડો (અનિઆંહાંરે) વહાલા અમને રાસ રમાડો

### સાખી.

એવા વચન સુણી વિનતા તણાં, વિઠ્ઠલ બોલ્યા એમ
કહે રાજે આ રાતમાં, અહીં આવ્યાં તે કેમ.

## પદ ૫૮ રાસ.

તમે અહીં આવ્યાં તે કેમ (અનિઆંહાંરે) નર મુકીને લીધાં નીમ
જ્યારે પરણ્યો કરશે કેર (અનિઆંહાંરે) ત્યારે કેમ જવાશે ઘેર
એમ બોલ્યા શ્રી મહારાજ (અનિઆંહાંરે) તમે આવ્યાં કોણ શું કાજ
શીખામણ માનોને હમારી (અનિઆંહાંરે) ઘેર જાઓ સકળ ત્રીજનાર
અમને તે શોકમાં લાગે (અનિઆંહાંરે) પછી ભાર તમારો ભાગે

### સાખી

મોહન મુખથી ઓચર્યા. નિચું નિહાળે નાર
કહે રાજે આ રાસમાં, હવે ઓછોરે અવતાર

## પદ. ૫૯ રાસ

હવે ઓછોરે અવતાર (અનિઆંહાંરે) મુખ બોલે નહિ મોરાર
હમે આતુર થઇને આવ્યાં (અનિઆંહાંરે) સુંદરને ના ભાવ્યાં
હવે સૈયર શી પેર કરવી (અનિઆંહાંરે) હિંમત ઘેર જવાની ન ધરવી

જ્યારે પાછું જવું હતું ઘેર (અનિઆંહાંરે) ત્યારે નિશરવું નહોતું પહેલ
આવતાં તે આવ્યાં વનમાં (અનિઆંહાંરે) એના નવ આવ્યું તે મનમાં
તેથી તન તજીએ તે વારૂ (અનિઆંહાંરે) ત્યારે સૈયર કહે સૌ સારૂ

**સાખી.**

ગોપી કહે ગીરધર સુણો, મનમાં મોટી આસ
પણ રાજે રીઝીઆ નાથશું, હરિ અમને રમાડો રાસ.

**પદ ૬૦ રાસ.**

રંગ ભર્યા રશિયાજી બોલ્યા (અનિઆંહાંરે) સખી સર્વે પાથરે ખોળા
ગોપીઓના તો મનની જાણી (અનિઆંહાંરે) વ્રંદાવન લીલા તાણી
ત્યાં તો રજની કરી ખટ માસ (અનિઆંહાંરે) રમવાને રંગ વિલાસ
ત્યાંતો તાલ મૃદંગ વાગે (અનીઆંહાંરે) ત્યાંતો સુંદર શ્યામ બીરાજે
મુખ મોહનજીનું નિરખી (અનીઆંહાંરે) ગોપી હૈડામાં ઘણું હરખી
હૈડામાં તે હરખ પામી (અનીઆંહાંરે) મને મળ્યા અંતર જામી

**સાખી**

વ્રંદાવનની કુંજમાં, વાગે વેણુ રસાળ
કહે રાજે રાસ રૂમે હરિ, ત્યાં ગોપીને ગોવાળ

**પદ ૬૧ રાસ**

રમે ગોપીને ગોવાળ (અનીઆંહાંરે) ત્યાંતો દીસે ઝાકમ ઝમાળ
ત્યાંતો વાગે તાલ તંબોળ (અનીઆંહાંરે) ત્યાંતો રંગ રૂડો રસાળ
એવાં રંગ ભર્યા રણછોડ (અનીઆંહાંરે) દેખીને પોચ્યા કોડ
ત્યાંતો અબળા થયાં આધિન (અનીઆંહાંરે) મોહ્યાં ખગ મૃગ મીન
મોહ્યાં સર્વે વનને વેલી (અનીઆંહાંરે) ગોપી રમેછે ગોવિંદ પહેલી
મોહ્યાં સર્વે નરને નાર અનીઆંહાંરે) શ્રીકમનું તેજ અપાર

## સાખી

તેજ તમારૂં જોઇને હૈડે હરખ ના માય
કહે રાજે રંગ મુકતાં, કોઇનું મન ના થાય.

## પદ ૬૨ રાસ.

હવે કોઇનું મન નવ થાય (અનિઆંહાંરે) એવો રાસ રમે જદુરાય
આવી સર્વે દેવતા ભાળે (અનિઆંહાંરે) ત્યા તો અધર વૈમાન ચાલે
કરજોડી રહ્યા ત્યારે સ્યામ (અતિઆંહાંરે) આધિન થયા તેણે ઠામ
ત્રીકમનું દેખીને તાન (અનિઆંહાંરે) છુટયાં મુનિજનનાં ધ્યાન
જોવા આવ્યા શંકર ઉઠી (અનિઆંહાંરે) બ્રહ્માની તે તાલ છુટી
મોહ્યાં ધરતીને આકાશ (અનિઆંહાંરે) મોહ્યાં પર્વત ને કૈલાસ.

## સાખી.

જે જુએ તે જીવડાં, સર્વે પામે મોહ
કહે રાજે રંગ રમતા, તૃપ્ત ના થાય કોઇ

## પદ ૬૩ રાસ.

હવે તૃપ્ત ના થાય કોઇ (અનિઆંહાંરે) પશુ પંખી સૌ મોહી.
મોહ્યા મોર કળા બહુ મોડે (અનિઆંહાંરે) ગૌ ધાવતાં વાછરડુ છોડે
મોહ્યા જળ જુમનાંજીનાં નીર (અનિઆંહાંરે) થઇ રહ્યા છે સ્થિર
મોહ્યું તે સર્વે વંદ્રાવન (અનિઆંહાંરે) ધન્ય ધન્ય તે વંદ્રાવન

## સાખી.

ધન્ય ધન્ય દીન દયાળને પુરી મનની આસ
કહે રાજે રંગ જામીઓ ઘણો હરિએ રમાડયો રાસ.

## પદ ૬૪ રાસ.

હવે હરિ રમાડે રાસ (અનિઆંહાંરે) અબળાની તે પુરે આસ
વહાલે પુર્યો તે મનના કોડ (અનિઆંહાંરે) સૌ હૈડે છે મોડામોડ

ગોપીઓને તે લાડ લડાવ્યાં (અનિઆંહાંરે) વહાલે પુરણ બ્રહ્મ કહાવ્યાં
ત્યાં તો અબળા આનંદમાં ઝીલે (અનિઆંહાંરે) તેનું રોમ રોમ અંગ ખીલે
દેખીતે લીલા લહેર (અનિઆંહાંરે) કોઈ જવાના તાકે ઘેર
એમ વાગ્યાં છે મોહનાં બાણ (અનિઆંહાંરે) વિંધ્યા છે તનમન પ્રાણ

## સાખી.

મનમાં મોહ ઉપજયો ઘણો, સુખ પામી સુંદરી
કહે રાજે રંગ જામીઓ ઘણો, અંતરધ્યાન થયા શ્રીહરિ

## પદ ૬૫ રાસ.

હરિ અંતરધ્યાન થયા (અનીઆંહાંરે) ગોપીઓના પ્રાણ ગયા
મનમાં રહી મોટી આસ (અનીઆંહાંરે) મને મેલી ગયા મહારાજ
કહોને કોને કર્મે કહેવાય (અનીઆંહાંરે) મન આકુળ વ્યાકુલ થાય
આંખલડી એને આંસુની ધાર (અનીઆંહાંરે) જાણે તુટયા મોતીના હાર
વ્યાકુલ થયાં તે વ્રજનાર (અનીઆંહાંરે) હાય હાય સરજનહાર
આવું વંદ્રાવન સુખકારી (અનીઆંહાંરે) દેખી દુઃખ પામી નારી

## સાખી.

વન વન ઢુંઢે વિનતા, કાંઈ નવ જડે બાળ
કહે રાજે રૂદણ ઉપજે, અમને તજી ગયા ગોપાળ

## પદ ૬૬ રાસ.

અમને તજી ગયા ગોપાળ (અનીઆંહાંરે) અબળાને તે જવાળ
દીનાનાથ ગયા મને મેલી (અનીઆંહાંરે) ગોપી ઢુંઢે છે વન વન વેલી
શામળીઓ તે સુખ દેખાડી (અનીઆંહાંરે) પછી પુરણ ગયા છે નાસી
તરૂવરને તે તન સાથે આણી (અનીઆંહાંરે) ગોપી ભેટે છે સુંદર જાણી
એતો વૃક્ષના બોલે બાઈ (અનીઆંહાંરે) તમે શીંદ રહ્યાં છો સાહી

## સાખી ૧૪ મી

ટોળે થઇને ટળવળી, મેનાથ વીયોગે નાથ.
કહે રાજે રડતાં સૌ ફરે, હાવે વંદ્રાવન મોઝાર.

## પદ ૬૭ રાસ.

હવે વંદ્રાવન તે મોઝાર (અનિઆંહાંરે) દુઃખ પામે તે નાર
આપણુને તે મેલ્યાંઉ વેખી (અનિઆંહાંરે) તરછોડયા સો અવગુણ દેખી
પહેલાં તે લાડ લડાવ્યાં (અનિઆંહાંરે) વળતી તે વાર રડાવ્યાં
મોરલીમાં તે મોહ પમાડે (અનીઆંહાંરે) કેડે લઇને કાંરે પછાડયાં
આપણુને તે મેલ્યાં નાથે (અનિઆંહાંરે) રાધાને તો લીધાં સાથે
રાધાએ તો મનમાં મોટમ આણી (અનિઆંહાંરે) હવે હું તો મોટી પટરાણી

## સાખી ૧૫મી

રાધા મનમાં મોટ કરે, નવ જાણે દીન દયાળ
કહે રાજે વળતી નાથ કહે, તમો વસોને આંણે ઠાર

## પદ ૬૮ રાસ.

તમે વસોને આંણે ઠાર (અનિઆંહાંરે) એમ કહીને ગયા તેણી વાર
મોહનજીએ મેલ્યાં રોતાં (અનીઆંહાંરે) રાધાજી હીંડે છે વન જોતાં
હાય હાય હૈયું ફાટે (અનીઆંહાંરે) ખોટું કંચન કાચની સાટે
મેં તો મનમાં કર્યો હંકાર (અનીઆંહાંરે) મને તજી ગયા મોરાર
એક સખી આવી મલી ત્યાંહે (અનીઆંહાંરે) રાધાને તે દીઠાં વનમાંહે
તુંતો વહાલાને અતી વહાલી (અનીઆંહાંરે) તને કેમજ મુકી ટાળી

## સાખી ૧૬ મી.

દુઃખણી સૌ ટોળે મલી, રૂદન કરે અપાર
કહે રાજે રૂખણી રાધીકા, મારો પ્રાંણ તજુ આંણે ઠાર

## પદ ૬૯ રાસ.

મારો પ્રાંણ તજુ આંણે ઠાર (અનીઆંહાંરે) દેખી દુઃખ અપાર
એક ગોપી તે ખાય ફાંસી (અનીઆંહાંરે) બીજી તે જુવે તે મન વીમાંસી
એક જુમનાંમાં જંપલાવે (અનીઆંહાંરે) ગોપી કંઇએક ઘેલી કહાવે
સખી સર્વે થઇ ગઇ ઘેલી (અનીઆંહાંરે) કોઇ ના સમજી પહેલી
પાતળીઓજી પ્રગટ થાયે (અનીઆંહાંરે) હવે કરવો તે ઉપાય
બાઇ પ્રેમ કંઇ જ્યારે (અનીઆંહાંરે) દીનોનાથ મલસે ત્યારે

## સાખી ૧૯ મી.

સૌ સૈયરો ટોળે મલી, મન વીચારી વાત
પ્રેમ વીના નહિ પ્રગટે, એતો રાજેનો રસીઓ નાથ

## પદ. ૭૦ રાસ

એતો રાજેનો રસીઓ નાથ (અનિઆંહાંરે) હરી હેતે આવે હાથ
બાઇ રાસ રમોને હાવે (અનિઆંહાંરે) સુંદર આવેતે ભાવે
રાધાને રણછોડ (અનિઆંહાંરે) સૌ ગોપીકરજોડ
પછી નાટક થઇને નાચો (અનિઆંહાંરે) જદુનાથને સર્વે જાચો
બાઇ રમત માંડોની એમ (અનિઆંહાંરે) દીનોનાથ પધારે તેમ
આરાધોને એકેમન (અનીઆંહાંરે) ત્યારે આવે જુગજીવન.

## સાખી ૧૮ મી.

નાટક થઇને નાચો સહુ; વહેલબરી સૌનાર
કહે હરિ હવે રાજે પ્રથટ થયારે મોરાર

## પદ. ૭૧ રાસ

હવે પ્રગટ થયારે મોરાર (અનીઆંહાંરે) ભુદરને ભેટે નાર
સૌ મોતીડે વધાવે (અનીઆંહાંરે) ઘણો હરખ હૈયામાં આવે
વારીનેતે રમાડે રાસ (અનીઆંહાંરે) અબળા તે પોચે આસ
એછે હરિ રાધાનો રંગ (અનીઆંહાંરે) સુણતાં થાયે સુખ અંગ
જે સાંભળે નરને નાર (અનીઆંહાંરે) તેનો છુટે ભવ સંસાર
રાજેનો રસીયો નાથ (અનીઆંહાંરે) રાસ ગાય છે રાજેદાસ

સમાપ્ત

## પદ ૭૨ રાગ સાંમેરીની સાખીઓ.

૧ સાખી. સામેરી સાગર ઉલટો; અને રત્ન તણાયાં જાય
કરમ વીના ભરે મુઠડી; તેને સંખલે મુઠ ભરાય
૨ સાખી. સાંમેરી ઉગ્યો ધડ દ્વારકાં; જાદવ છપન ક્રોડ
ચોદસ રત્નાગર સાગર ઘુઘવે; ત્યાંતો રાજ કરે રણછોડ
૩ સાખી. સાંમેરી સોનાં સાટવે; ઉભી માણેકચોક
હું તને પુછું સાંમેરી; મારે સુળી ભલી કે સોક
૪ સાખી. સોકયથી માહારે સુળી ભલી; ભલકે પાડે છેદ
સોકયતણે બોલડે; મારી ક્ષણું ક્ષણું દાઝે દેહ
૫ સાખી. સાંમેરી રૂપ ગુણને વાદ પડયો; ચાલ્યાં દેવ દરબાર
રૂપને આલ્યાં બેસણાં; ગુણને કર્યા જુહાર
૬ સાખી. સાંમેરી જાજો દ્વારકાં; કરજો ઉત્તમ કામ.
નહાજો ગંગા ગોમતી; વળતાં આવજો ડાકોર ગામ.

## પદ ૭૩ રાગ સાંમેરી.

આંખલડીનો ચાળોરે ચત્રુભુજ લઈ ગયો; હવે કેમ જીવું મોરી માય

મોરને મુગટરે અતી રળીઆંમણો; કુંડળની શોભા કહી નવ જાય.
આંખલડી—ટેક. ૧

હું તો ઉભીતીરે આંગણે માહરે; બાઈ મેં તો આવતાં દીઠો કાન
નજરે મેળાપોરે બાઈ મારે ત્યાં થયોરે; મહારે નયણે કર્યાંરે નીશાન.
આંખલડી— ૨

વેંણુ તો વગાડીરે બાઈ મારે વીઠ્ઠલે; ત્યારે મને નવ રહી સુધને સાંન
આંખને મીચાંણીરે વાહાલેરો ત્યાં રમે; ત્યારે હરી થયા અંતરધ્યાંન.
આંખલડી— ૩

સરખીને સાહેલીરે જોવા નીસર્યાં; જોયું વંદ્રાવન મોઝાર
નરસૈયાનો સ્વાંમીરે જો આવી મલે; ધન્ય આ હીરડાનો અવતાર.
આંખલડી— ૪

## પદ ૭૪ સુદર.

વ્રજની સાહેલીરે સહુ ટોળે મલી; ચાલી ચાલી વંદ્રાવન મોઝાર
ગોવાલની સાથેરે દીઠો મેં વાલમો; દરસન દીધાં દીન દયાલ.
વ્રજની—ટેક. ૧

રૈનતો કીધીરે રુડા રાસની; એક એક ગોપી વચમાં કાંન
એકલાં સું કરીએરે વાલા મારો જોડીયા; મંડપ રચ્યો ભગવાંન.
વ્રજની ૨

પ્રેમરસ પાયોરે અબલાને પ્રેમ સું; રજની કરી ખટમાસ
રાસ વીલાસેરે મનડું મોહી રહ્યું કરજોડી કહે નરસૈયો દાસ.
વ્રજની ૩

### પદ ૭૫ સહર.

કુંજનો વીહારીરે મુજ ઘેર પરાંણુલા; હવે હું તો સાસા સજુ સણગાર.
પગને સંભારૂં રે સુંદર મોતીઆં: સોહે મારી કોટમાં નવ સેર હાર–કુંજનો. ટેક. ૧
સાહેલીને ચોરીરે સોહેતને ચુંદડી; રંગભરી ગઠતી સુંદરી સેજ.
ભાવ ધરીને રે વાલાજીને ભટસું: હેતે આપીસું હૈયા કેરી કુંજ. કુંજનો—૨
રેન તો અજવાળી રે ઉગ્યો ચાંદલો: ચાંદા પાસે માગું છું માન.
નરસૈયાનો સ્વામી રે આજ મને ત્યાં મળ્યા: તેને મહારા મનડાની પુરી હામ–કુંજનો—૩

### પદ ૭૬ સહર

ટીલડી સંભારૂં રે નયના ભરીભરી: ઘેલી થઇ જોઇ ગોવીંદ
આજનો ઉજમરે સર્વે કોઇને: વહાલા સાથે રમીસું રંજની રાસ. ટીલડી. ટેક—૧
હમો ગુણ ગાયસું રે ગોપીકા સર્વે: નટવર નાચ કરીને હાસ.
વાંસલડી વાગેરે અતી વ્રેહેભરી: સૈયર સરવનાં હરખ્યાં મન. ટીલડી—૨
મોહનને જોવારે મન હરખે થયું: નયણે નીરખ્યા જુગજીવન
નરસયાનો સ્વામીરે આઇ મને ત્યાં મળ્યા; વહાલાં લાગ્યાં વંદ્રાવન. ટીલડી—૩

### પદ ૭ રાગ સહર

મનસા દેહનું ટાણુંરે કાલે તારૂં વહી જસે; હરીગુણ ગાજો નરનેનાર
અવસર આવોરે ફરી ફરી નહી મળે: કહુ છું શીખામણની વાત. મનસાદેહનું—ટેક. ૧

મત્સ્ય થઇનેરે ચીલાતમાં ચાંપસો; પંથીડાને કહેતાં નવ આવે પાર
આંખે પાટા બાંધીરે ઘાંણીમાં તને ઘાલશે; ઉપર બેસી મારસે મુરખ
માર. મનસાદેહનું. ૨
ખરરૂપ થઇને ગલીઓમાં ભટકસો સાંજ પડે કુંભાર નહી લે સંભાળ
ઉકરડે ચડીનેરે ભુકણાં ભુકસો; અણતોલો પીઠપર ભરસે ભાર.
મનસાદેહનું. ૩
ઉંટને થઇનેરે બોજો ઉઠાવશો; ચરસો કાંકરને કંથાર
હાથીને હડસેલેરે ગડતો બેલાડસો; સહેવા પડસે આંકસ કેરારે માર.
મનસાદેહનું. ૪
થાવર થઇનેરે ઉંધે માથે ઝુલસો; નીપજસો ભાતભાતનાં ઝાડ
ડાળેને ડાળેરે પંખી માળા ઘાલસે; સહેવા પડસે કોહાડાના ઘાય.
મનસાદેહનું. ૫
થોડામાં કહું છુંરે ઘણું કરી માંનશો; કાયા જાતાં નવ લાગે વાર
દાસ થોભણુનીરે રૂડી વીનતી પ્રભુને ભજે તેતો ઉતરે ભવપાર.
મનસાદેહનું. ૬

## પદ ૭૮ રાગ સહર.

વટ જમુનાનાંરે અતી રળીઆમણા; જેની તીરે ખેલે ગોપી ગોવાળ
ઝુંપડું હમારૂંરે વસે માહારો વાલમો; વાહાલે મારે વાહ્યા વેણુ
રસાળ. વટ—ટેક. ૧
મસમસને મરૂતોરે મોહન મોગરો; તેની ઉપર ભમરા કરે ગુંજાર
તમે તો વરરે હમો તો વેલડી; પુરો મારા મનડાના કોડ. વટ—૨
મુખડું જોઇનેરે બીજનીને આલના; વાહાલે મારે માંડયો અખંડારે ખેલ.
ભગવાનદાસ કહે પ્રભુજીને ભેટતાં; વાલે મારે ઉતાર્યાં ભવપાર. વટ. ૩

## પદ ૭૯ સહર

સોકલડી ધુતારીરે સહીયર શું કરૂં: તેને દેખીને દાઝે મ્હારી દેહ
એને સંતાપેરે આઈ અમે સાંસનાં: તેનો મન સાલે હયડામાંય.
સોકલડી. ટેક ૧
કામણગારીરે આજનો કંથડો: પરણુપરપંચી ચોર
હમારે પહેરણરે સાદાં સુતરાં; ઓઈ મારે હરિનામનું હીર. સોકલડી. ૨
ઘણા દીવસથીરે નાથ મારૂં ઘર તજ્યારે; મોહન આવે મુજ ઘેર
સરખાતે સરખીરે આજનેતે સોબતું: ધુત લાગ્યો ધુતારીનો રંગ.
સોકલડી. ૩
નીર્લજ એતોરે આઈ પેસો કાનુડોરે: બોલનાં બીડુ લગાર
નરસૈયાનો સ્વામીરે સકળ સ્વાદીઓ: ગળ્યું લાગ્યું એને ઘણીવાર.
સોકલડી. ૪

## રાગ સહર પદ. ૮૦

મોહની લગાડીરે મામને મોહને, રસીએ દેખાડી રસની રીત:
એવીના બીજેરે લાગે અળખામણો, પ્રગટી પુર્વ જન્મની પ્રીત-
મોહની ટેક ૧
વારે વારે જુવેરે વહાલો અમભણી, નીહાળે મ્હારા નખ ચખના
સણગાર:
જેકોઇ એને મચ્યુંરે મનઇચ્છા કરી, તેનો વહાલો મુકે નહી ઘરબાર
મોહની ૨
આવડું નવરંગુ મેનો પ્રીતમાં, જાણે કંઇ સુખ દુઃખ નહી થાય:
સ્નેહ વધારીને વાહાલો મારો જોઇ રહ્યો, કહો બાઇ જુગતે જવાય
મોહની ૩

લોપીમેંના લાજરે આ સંસારની, છે માહારે કાંન મલ્યાનું કામ:
સ્વામી રણછોડનારે ભાવે ભેટીયે, ભલે પધાર્યા સુંદર સામ.
મોહની ૪

## પદ ૮૧

વેગેને પોહોચાડોરે રાવણ જાનકી, જાનકી છે લોકોકેરીરે કાળ:
અઢાને પદ્મરે સૈન્ય શ્રી રામની, હરીને વાદરનો નહી પાર,
વેગેને ટેક ૧
સુતાંને સ્વપનું સ્વામી મને આવીયું, પડયો જાણે લંકાકેરો કોટ
કોટને કોસીરે ચત્રુભુજે ટાળીયો, કાંગરે વાંદર દેછે દોટ:
વેગેને ૨
રાવણે રંડાપોરે આંણ્યા મુજને ઢુકડો, સતીનાં વચન સાચાંમાંન:
રાવણને મારીરે વીભીષણને આપસે; આપસે લંકાકેરે રાજ.
વેગેને ૩
ચોરાસીને ચવટારે બાવન બજારમાં, મુખે શ્રી રામનામ જપાય:
નરસૈયાના સ્વામીરે સીતાને લઇ વર્યા, પોચ્યા શ્રી અયોધ્યાનીરે માંય.
વેગેને. ૪

## પદ ૮૨ રાગ સદર

ચંદ્રગઢને ઘેરોરે વહેલા પધારજો, વહેલા પધારજો દીનાનાથ
શીશુપાળ આવ્યોરે રૂક્ષમણી પરણવા, પાદર ગડગડીયાં નીશાંન.
ચંદ્રગઢ—૧
અવધે નવ આવ્યોરે લગ્ન વેળા વહી જસે, નહી તો તજશું મહારા પ્રાણ
દશરથના કુળમાંરે અવતર્યા દીવડા, તે દીવસે જન્મા કુમાર.
ચંદ્રગઢ—૨

પંચવટીનારે વડાલા હમો વાસીઆ, તે દીવસે કીધી હમારીરે સાહાય
રૂક્ષમણી ચાલ્યાંરે અંબીકા પુજવા, સાથે સાહેલીયોરે અપાર.
ચંદ્રગઢને—૩

અંબીકા પુજવાનેરે રૂક્ષમણી સંચર્યાં, અંબીકા દેજો શ્રીકૃષ્ણ ભરથાર
રૂક્ષમણી કેડેરે સલક્ષણ દોડીયાં, ઘોડા ચડયા મરોડા મરોડ.
ચંદ્રગઢને—૪

સરખીને સમાણીરે આવે થેઇ ઝુમતાં. વાનવે નરસહૈયોદાસ
ચંદ્રગઢ—૫

## રાગ ગુજર પદ ૮૩.

રાજને ભરોસે હુંતો; બધી રેન જાગી
અડધી વીતી ના આવ્યા; આશા મારી ભાગીરે. રાજને ટેક ૧
ભલારે સાચા મને મળ્યા; સૌ ત્યાગી
તમો ક્યાંથી આવ્યા; કહો અનુરાગીરે. રાજને ૨
અમારે શું કાંના; તમે ગમે ત્યાં માલો
હવે મુને રમે છેડો; લેઉં મુખે માગીરે રાજને. ૩
આવો ને કાંના તમો; મોહ્યું મન મારૂં
દયાનો પ્રીતમ લહ્યો; મળ્યો સ્યામ સોહાગીરે રાજને. ૪

## પદ ૮૫

ક્યાંથીરે પધાર્યા; જીવણ પાછલી રાતે
કહ્યું કોઇનું નવમાન્યું; દીઠું મારી જાતેરે, ક્યાંથીરે. ૧
પહેલી રાતે પધાર્યા; તે પણ હું જાણું
દ્વાર મારૂં થોડું ઠેલો; શું કહું વાતે, ક્યાંથીરે. ૨
જ્યારે તમો ગયા ત્યારે; જસો બની જાગી
જુદાં નેત્ર મીચીને; જોવાનેરે લાગીરે, ક્યાંથીરે. ૩

વચન દીધું માટે વાટલડી મેં જોઈ
દયાનો પ્રીતમ લ્યો; સાર્યાં સર્વે કાજે, ક્યાંથીરે. ૪

**રાગ સારંગ પદ ૮૫**

ઉઠને અલબેલી રાધે ઝાડુ દેની અંગના; ટેક
તારા કેરો તેજ ગયો ચંદ્ર કેરો ચંદનો;
મુખ કેરો તંબોલ ગયો આંખ કેરો અંજનો; ઉઠને. ૧
હાથે લાલ ચુડી સોહે ઉપર કંગનો;
મોતી અનકી માલા સોહે હાથે બાજુ બંધનો; ઉઠને. ૨
મોતી અનકી બીક્ષા માગે; વાંચે પોથી બમનો;
બંસી ભટ કહે પ્રભુકે કહેની હે ગોપના; ઉઠને. ૨

**પદ ૮૬.**

વહાલાંની વાંસલડી મારા હ્રદીયામાં વાગી. ટેક.
ભરનીદ્રામાં હમો સુતાંરે હુતાં
વેગ થકી હુતો ઝબકીને જાગીરે. વહાલાની. ૧
વહાલામાં વાહાલું લોક કહેરે વગોવ્યું
દોહીલી વેળાએ લહે કાંના લાગીરે. વહાલાની. ૨
આજ મન જેસે રાજી તેનું મન તે સંકાજી
મલ્યો તો મીઠાનો સ્વાંમી તેં આસ મારી ભાગીરે. વહાલાની. ૩

**પદ ૮૭ રાગ પચમ પ્રભાત**

સોનાની ગેડીરે હરજીના હાથમાંરે, રૂપલા દડુલો હરિને હાથ;
કાંનજી કોડીલેરે દડુડો દોડાવીયોરે, વહાલે મારેરે જલ
જુમનાંજીને તીર. સોનાની ૧
જુમનાંની તીરેરે કદમ કેરાં ઝાડવારે, વહાલો મારો ચઢ્યાકદમનેરે ઝાડ;

કેરીબોને સાહીરે જુમનાંમાં જંપલાવ્યુંરે, મોહન ગયા
સાતમેરે પાતાળ. સોનાની ૨
ગેડીને અંકુસેરે કાળી નાગ જગાડીઓરે, વહાલા મારા લડવા થયા તૈયાર;
ગોયણુીને ડાંડેરે કાળી નાગ નાથીઓરે, વહાલા મારા ઉપર
થયા અસ્વાર. સોનાની ૩
નાગણીઓ મળીરે સર્વે ખોળા પાથરેરે, વાહા મારા છોડો
હમારોરે નાથ;
નરસૈયાનો સ્વાંમીરે બાઈ મને ત્યાં મળ્યોરે, વહાલે મારે પુર્યો
પંચમ રાગ સોનાની ૪

## પદ ૮૮ રાગ સહગ.

ઓતરને દીસાથીરે મેઉલો ગડગડયારે, આવો વરસો આપણે દેશ;
પાહડીને ખેતરરે બાઈ મારાં જળ ભર્યાંરે, ખેડી વાવો તલ તુવેર
મગ જુવાર. ઓતર. ૧
મોચમેને વાવોરે લવીંગ ને એલચીરે, વાડે વાડે વાલોળીઆનીરે ઓર;
વાલોળોને વણુતાંરે રાધાજીને કરડીયોરે, કરડયો કરડયો કાળીનાગ.
ઓતર. ૨
લેરેને લેરે જાય મારો જીવડોરે, કાંનજીએ ઉતારાંરે વીખ;
નરસૈયાનો સ્વાંમીરે બાઈ મને ત્યાં મળ્યો, વહાલે મહારે પુરી
મનની આસ. ઓતર. ૩

## પદ ૮૯

વાત લડીને કરતાંરે વહાણું વહી ગયાંરે, હરિ ગુણ ગાતાં નવ આવ્યો પાર;
પ્રબાતે ઉઠીનેરે ગોપી સર્વે નીસરાંરે, ભરવા જુમનાંજીનાંરે નીર.
,વાટલડી. ૧
વેણુને ડોલેરે ડોલે જેમ નાગણીરે, પાવલીએ ઝાંઝરનોરે ઝમકાર;

વલોણાં વલોવંતાંરે હરિગુણ સાંભલેરે, ખલ્કે કંકણ ચુડીરે હાથ.
વાટલડી. ૨
રથડા મેં દીઠારે નંદજીને આંગણે, ત્યારે મને પેટમાં પડી ફાલ;
પ્રાંણ હમારારે પેલો લઇ ગયોરે, હવે શું લેવા આવ્યોરે કાળ.
વાટલડી. ૩
આપણે સૌ મલીરે એને મારસુંરે, એ છે છોકરો એકારે એક;
નરસૈયાનો સ્વાંમીરે મુજને મોકલ્યોરે, ઓધવજી ગોપીને કહેવાય.
વાટલડી. ૪

## પદ ૮૦ રાગ સહર.

દ્વારકાંના વાશીરે વેગે વહેલા આવજોરે, રાંણી રૂક્ષમણી કેરારે કંથ;
દુષ્ટને દુર્યોધનરે લાગ્યા મને પીડવારે, મને ઘણી વીમાંસણ થાય.
દ્વારકાં. ૧
સોડ તાણીનેરે શુંરે સુતા શામળારે, આળસ મરોડી ઉઠોરે આજ;
લક્ષ્મીજી તળાસેરે પ્રભુ તારા પાવલારે, હવે તમે મહેર કરોરે મહારાજ
દ્વારકાં. ૨
ગ્રાહને ગ્રહ્યોરે ગજરે મુકાવ્યોરે, ક્યાંથી તમે સુધનવાની સહાય;
નરસંગ ઉપરરે હણ્યા કંસ માર્યોરે વહાલે મારે ઉગાર્યો પ્રહલાદ
દ્વારકાં. ૩
છપન કરોડરે પ્રભુતારા જાદવારે, જેના બળીભદ્ર સરખારે વીર
કાળીનાગ નાથ્યોરે જરાસંઘ છળ્યોરે, તે બળ કયાં ગયું મહારે નાથ
દ્વારકાં. ૪
વસમી વેળાએરે વીઠલ વહેલા આવજોરે, ધાજો ધાજો છત્રપતી મહારાજ
સ્વારી કરજોરે ગરૂડની ઉપરેરે, નરસૈયો વીનવે વારંમવાર
દ્વારકાં. ૫

## પદ ૯૧ રાગ સહર

રાતલડી રમીનેરે ક્યાંથી આવીઆરે, બળવંતા બારણીયાં નવરેલ
મંદીરે પધારોરે પેલી સોક્યનારે, જ્યાં તમે કીધી રંગની રેલ.
રાતલડી. ટેક—૧

રાતાં રાતાં નયણાંરે અની નીંદ્રા ભર્યારે, રાતી તારી અધુરી
તંબાલની રેખ
કસુંબના હારરે ક્યાં કરમાય ગયારે, ધુતારાના જેવો તારો વેસ.
રાતલડી—૨

મસ્તકનું મોરીઉંરે વાલાજીનું સટપટેરે, તંબોળે રંગ્યા સુંદરીના ગાલ
કંઈ સોહાગણેરે તમને ભોળવ્યારે, સાચું કહો નંદાજીનારે લાલ.
રાતલડી—૩

અમરને પીનાંરે બાળ ક્યાં લુટીઆંરે, વહાલા મારા પારકા પટોરી
પાછી આલ.
આજનો વાસોરે પેલી નારનોરે, અમઘેર આવજો કાંન કાલ.
રાતલડી—૪

કેસર તીલકરે કપાલેથી ઉખડ્યાંરે, ભુજ ભરી બીડુ બાથ
નાથના વેણુરે દાસી મોકલીરે, શીતળ થાશે સઘળુરે અંગ.
રાતલડી—૫

ચોંદલીઓને ઉગ્યોરે હરણી આથમીરે, ત્યાંલગી જોવું તારીરે વાટ
કસુંબલ સંભારીરે સેજે એમ રહીરે, ઓલડા કીધા તે માટ
રાતલડી—૬

નીદ્રા આવેરે તારે આંગણેરે, ભુલી મન ભ્રાંત નવ આંણુ
જે તમે કહેશોરે તે તો હું તરત કરું રે, સત્ય વચન મહારાંરે માન.
રાતલડી—૭

પંચમાં આરોપેરે પેલી સૌ સોકરે, રમતાં થઈ ગયો રે પ્રભાત
નરસૈયાનો સ્વામીરે મંદીરે પધારીયારે, ગોપી બેટેરે દીન દયાળ.

વાતલડી—૮

## રાગ પ્રભાતની સાખી.

રામને વહાલી રામશ્રી, સીતાને વહાલા રામ;
નંદજીને વહાલા કૃષ્ણજી, ગોપીને વહાલા કહાન.

## પદ. ૯૨

જાગો જાગોરે મારા નાથજી, મરઘા બોલે છે સ્વામિ;
ઘડી પછી મોં એ મોં સુઝસે, ઉઠો અંતર જામી. જાગો.
તમને ઘેર જાતાં કોણ જાણસેરે, કરસે કુથલી પ્રાણી;
ચર્ચા શું આખા ગામમાંરે, દેસે આખી એંધાણી. જાગો.
રંગ રમ્યા આખી રજની, લોચા તુર થઈ પડયા;
કહ્યું તું સયન કરો સામળા, માન્યુ નહિ મતે ચડાવ્યા. જાગો.
જાગત જોડે પાડોસીઓરે, સહુ ઉઠે છે વ્હેલા;
દંત ધાવન લઈ બેસશે, પધારો તે પહેલા. જાગો.
દિવસ ઉગ્યો ઘન સ્યામજીરે, અહિં રોકાઈ રહેશો;
જસો મોડા માતા પુછસેરે, ત્યારે જવાબ સો દેસો. જાગો.
નિંદ્રા આવડી ક્યાંથી લાવીયા, નથી નૈત્ર ઉઘડતાં;
વ્યાસ વલ્લભના નાથજીરે, મુકો ઉંઘવાનુ પડતું;

## પદ ૯૩ પ્રભાત.

રંગ બેર રમતાં રાસમાં, રસ વાધ્યો છે ડગલે ટેક
કુમકુમની ઝડીઓ પડે રે, પાતળીઆને પગલે રંગબેર.
ફરતાં ફરતાં ફુદડી, ગોપી ગુણ ગાતાં

ચાદ ભોવનના નાથજીરે, કંઠે બાંહુડી દેતાં રંગભેર.
ફરતાં ફરતાં જે ફરે, પાયે ઝાંઝર ઝમકે
મધ્ય સમે મારો વાલમોરે, જાણે વીજળી ચમકે રંગભેર.
રમતાં રમતાં જે રમે, કોઈની સરમ ન રાખે
રૂમોને ઝુમો જો પડેર, કાનો સાહ્યો રાખે રંગભેર
સોળ વરસની સુંદરી, મારે વહાલે વિસારી
દાસ થોભણના સ્વામીરે, રાધે રાધે પોકારે રંગભેર.

## પદ ૯૪ પ્રભાત.

મારો નાથ બન્યો નવ જોબનો, પીળી પટોળી પહેરી ટેક.
અમર વેલીનો કંચવોરે, ઝળકશીની ચોળી મારોનાથ.
વહાલે વેણ ગુંથાવી વિવેક શું. પાછળ ગોફણો લહેકે
સેંથામાં સિંદુર પુર્યાંરે, ચૂવા ચંદન મહેકે મારોનાથ.
આંખમાં કાજળ સારીઆં, નાકે નીરમળ મોતી
અંગ ચંદન તેલે કર્યાંરે, કાને કુંડળ ઝળકે મારોનાથ.
હાથે બાજુબંધ બેરખાં, ઝલકે કંકણ ચુડી
પાયે વિછુવા વીંઝુમણાંરે, એની સોભા છે રૂડી મારોનાથ.
એવા લટકાળા લટકાં કરેરે, આડા ધામ ઉતરીયાં
દાસ થોભણના સ્વામીનાંરે, એનાં કારજ સરીયાં મારોનાથ.

## પદ ૯૫ પ્રભાત

દુત આવ્યો એક દોડતો, રાય રાવણ પાસે ટેક.
શીશ નમાવી પછી બોલ્યોરે, કેમ બેઠા અવાસે દુત.
રામ લક્ષ્મણે ગડ ઘેર્યો, સાથે સુગ્રીવ સંપે
હનુમાનની હાક વાગતાંરે, કુડું કાળજુ કંપે દુત.

ત્રંબક જેણે તોડયોરે, રાય જનકને દ્વારે
તેની સીતા શીદે લાવ્યારે, બળ દીઠું ત્યારે દુત.
ભાઈ તમારો અભાગીઓ, વિભીક્ષણ આવ્યો
યોદ્ધા બીજા જોરાવર ઘણારે, રામ સંગાતે લાવ્યા દુત.
સાગરે પાજ બાંધીને, સેન્યા પાર ઉતારી;
દળ અતી ઘણું દોડતુંરે, સૌને નાખશે મારી. દુત.
હથિયાર શોભતાં હાથમાંરે, ચિત્ત ચડયું મારૂં જોઈ;
ધનુષ ચઢયાં શ્રી રામનારે, સુદ્ધબુદ્ધ મારી ગઈ. દુત.
ગદા ગ્રહી કોઈએ હાથમાં, વાંદર કુદતા આવે;
કોટે વાંદર વિંટાયારે, સીતા સીતા બોલાવે. દુત.
ભાગોજે દળતો આવ્યું. ગડતોડયો તમારો;
પ્રભાતના પ્રભુ ચઢી આવ્યારે, વાંક નથી હમારો. દુત.

## પદ ૯૬ પ્રભાત.

જાગોરે જસોદાના જીવણ વહાણુલાં વાયાં
તમારે ઓશીંગે મારાં ચીર ચંપાયાં. જાગોરે.
પાસુ મરડો વાલા ચીર લઉં તાણી
સરખી સમાણી સૈયરો સાથે મારે જવાં છે પાણી. જાગોરે.
પંખીડાં બોલેરે વહાલા રજની રહી થોડી
સેજલડીથી ઉઠો વહાલા આળસ મરડી. જાગો.
સાદ પાડું તો વહાલાં લોકડીઆં જાગે.
અંગુઠો મરડું તો પગના ઘુઘરા ગાજે. જાગોરે.
સાસુડી જાગેરે વેરણ, નણુદી જાગે
ઓપેલી પાડોશણને ઘેર વલોણું વાગે. જાગોરે.

જેને જેવો ભાવ હોય તેને, તેવું રે થાશે
નરસૈના સ્વામી વિના રખે, વાહાણું વાશે. જાગોરે.

## પદ ૯૭ પ્રભાત.

જસોદાના જીવણ ઉભા જમુનાને તીરે
મોરલી વગાડે મોહન મધુરી ધીરે જસોદા
પિતાંબર નીપટવાળા શિર લહેકે બાળા
કાન બેઉ કુંડળ લળકે, દીશે રૂપાળા જસોદા.
પ્રભાતે ઉઠીને ગોપી ગાયરાવે
આ કાનુડા આ કાનુડા કહીને બોલાવે, જસોદા.
આજ અમારી ધેનુંએ તો દૂધ થોડાં દીધાં
રખેને સામળીએ વહાલે, દોહીને પીધાં. જસોદા.
સાંભળને સજણી રંભા. વાતલડી મારી
તુજ સરખી છે સુલક્ષણી ગાવલડી તારી. જસોદા.
એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી.
ભક્ત ભુદરજી મળ્યા મહેતા, નરસૈના સ્વામી. જસોદા.

## પદ ૯૮ પ્રભાત.

ભોળીરે ભરવાડણ હરિને વેચવા ચાલી.
સોળ સહસ્ત્ર ગોપીના વહાલાને મટુકીમાં ઘાલી. ભોળીરે.
અનાથના નાથને વેચે આહીરની નારી
શેરીએ શેરીએ સાદ પાડે લ્યો કોઈ મોરારી. ભોળીરે.
મટુકી ઉતારી માંહે મોરલી વાગી
વ્રજનારીને સહેજે જોતાં મુરછા લાગી. ભોળીરે.

બ્રહ્માદીક ઇંદ્રાદીક સરખા કૌતક દેખે,
ચૌદ લોકના નાથને મટુકીમાં દેખે. બોળીરે.
ગોવાલણના ભાગ્યે પ્રગટ્યા અંતરજામી,
દાસલડાંને લાડ લડાવે નરસૈનાં સ્વામી. બોળીરે.

### પદ ૯૯ પ્રભાત.

આજનો માંડવડો મારે મોગરડે છાયો,
રાધાજીની સંગે વહાલો રમવાને આવ્યો. આજનો.
ગોફણીએ ઘુઘરી ઘમકે રેશમની દોરી,
શામળીઓ શામળા સંગ રાધીકા ગોરી. આજનો.
દહી દુધને કરમડો માંહી સાકર ઘોળી,
મહારા વાહાલાજી આરોગો પીરસે ભમર ભોળી. આજનો.
સોળ શણગાર સજ્યા સખી ઓઢણ સાડી,
શ્રી વંદ્રાવનમાં વિઠ્ઠલ સાથે રમત માંડી. આજનો.
અખંડ હેવાતણ મારે એ વર રૂડો,
નરસૈના સ્વામીએ મને પહેરાવ્યો ચુડો. આજનો.

### પદ ૧૦૦ પ્રભાત.

એ પેલો ચાંદલીઓ મા મને રમવાને આલો,
નક્ષત્ર વેણીને મારે ગુંજલીએ ઘાલો. એ પેલો.
લોકને ઘેર નહાના બાળક ત્યાં તે આડો થાય,
ચાંદલીઓ આકાસ વસે તે કેમ કરી અપાય. એ પેલો.
રૂવેરે રૂવેરે પેલો ચાંદલીઓ જુએ,
માતારે જસોદા હરીનાં આંસુડાં લુહે. એ પેલો.
સોનાનું પારણીઉં મારે હીરની દોરી,

ઘુમરડી ઘાલેરે માતા જસોદા ભોળી. એ પેલો.
પવિત્ર જળ જુમનાનું ભરીયું ચાંદલીઓ ડાબ્યો,
મહેતા નરસીના સ્વામીને રોતોરે રાખ્યો. એ પેલો.

## પદ ૧૦૧ પ્રભાત

ઉઠો ઉઠો મારા નાથજી, કયાંથી નિંદ્રા આ વળગી;
દિન મણી ઉગવા સમય થયોરે, કરો આળસ અળગી: ઉઠો.
માત તમારાં જાગસે, લાગસે કળ કળવા:
ભોજાઈ મારી ચાડી કરેરે, નહિ મળે પંથ પડવા. ઉઠો.
નાસિકા બોલે એવી નિંદ્રા, કેમ તમારામાં પેઠી;
ચિંતા વિઠ્ઠલની બહુ મનેરે, આખી રજની હું જાગી. ઉઠો.
આ સો સ્વાભાવ ઉધ્યા તણોરે, હું તો ઢંઢોળી થાકી:
બોલાવું તો બહુ બડબડોરે, તર છોડો તન તાકી. ઉઠો.
નાન કરો ઘડી બેસીને, વીત્યા નહિ લાવા
આવ્યા ન આવ્યા જેવા થયારે, રહી રજની ટાંપી. ઉઠો.
વ્યાસના મુનિનું મુખ જોઈનેરે, જાગી મરણ પામેલી. ઉઠો.

## પદ ૧૦૨ પ્રભાત.

આજ કેમ ઉઠયા જદુપતિ, વણ જગાડે જાગ્યા; ટેક.
ઊજમ મથુરાં જવા તણોરે, ઉઠી સજવાને લાગ્યા આજ.
આસો હરખ પરદેશનો, બેસો વિનવું હું થોડી;
કયારે મળશો કાનજીરે, જાવ છો તર છોડી. આજ.
દિવસ મારા જશે નહિ રાત પડસે ને રડશું,
ઝણકારા વાગે તમ તણારે કયાં કયાં જોવા રખડશું. આજ.
રાત્રી પડે પધારતારે કોણ પધારશે કાના,

અકળાઈ મરૂ હું એકલીરે મારા મનના માન્યા. આજ.
હિંચોળા ખાટ ખાલી પડે કોણ બેશસે આવી,
મુખવાસ દઉં કયા નાથનેરે દઊં જળ કોને લાવી. આજ.
એવા અતિ દુઃખે ફુલશું ભુલીશું ખાવુંને પીઉં,
વ્યાસના નાથ વિના ધિક છેરે મારે જોઇએ ના જીવ્યું. આજ.

## પદ ૧૦૩ પ્રભાત.

જનુની કહે જાગો બેટડા, જોને ધેનું બરાડે, ટેક.
વાછરડું જુએ તારી વાટડીરે તે બરાડી જગાડી. જનુની.
પોઢયા પારણે પ્રભુ પ્રેમથી હવે જાગ્રત થાઓ,
બોલાવે તમ જેવાં બાળકાંરે રમવાને જાઓ. જનુની.
દૂધ દોણી ભરી દોહીયે હુંતે છોડો વાછરડાં.
વલોણું કરીએ મહારા કાનજીરે. પછી આપુ માંખલડાં; જનુની.
ગેડીદડો લો ગોવિંદજી. કાન રમો ઉભી વાટે
પાંચ સાત રમનાર ગોઠીઆરે, ઉભા છે તમ માટે; જનુની.
મુખ જોવા ગામની ગોવાલણી. આંખ મોચીને આવી;
કામ કાજ હશે તેને ઘેર ઘણાંરે, દર્શન દો દયાલાવી જનુની.
નંદજી ઉભા નિંદ્રાનિરખે. હશે મુખ જોઇ જોઇ
વહાલા વલ્લભના વિઠ્ઠલારે. આવા ઉંઘે નવ કોઇ જનુની.

## પદ. ૧૦૪ પ્રભાત.

ગોરસ લઇને ગોપીકા, ચાલી મહીવેચવાને કાજે; ટેક.
હોડો બાંધ્યો છે આવીનેરે, વચમાં બીજ રાજે; ગોરસ.
મટુકી લઇને માથેરે, ચાલી મેયારી;

અચિંતામાં આવી માળ્યારે, વચમાં વનમાળી: ગોરસ.
મહીડાં તારાં અમે લુંટીશું સાંભળને નેયારી:
આજ મળીછે એકલીરે, રીત લાગે તે લઈશું: ગોરસ.
વ્હાલા નરસૈયાના સ્વામીસામળા, દાણ.માગે તે આપો:
દાણ લીધા વિના સુંદરીરે, કેમ જાવા દઈશું:

## પદ ૧૦૫ પ્રભાત.

કેડો મો નવ મુકીએ રીત લાગે તે લઈશું. ટેક.
દાણ લીધા વિના સુંદરીરે કેમ જાવા દઈશું. કેડો.
જોબન ધનના જોરથી થઈ છે મદમાતી,
દાણ ચોરી નિત્ય માહરારે જાઓ છો તમે છાની. કેડો.
મહીડાં તારાં અમે લુંટશું રીત લાગે તે લઈશું.
નરસૈનો સ્વામી કહેરે ગોપી દાણ આપો. કેડો.

## પદ ૧૦૬ પ્રભાત.

પ્રિતમ તમને શું કહીએ, મારી પીડા ન જાણી. ટેક.
ઘણારે દહાડાની મારી ચાકરીરે, મોંની મોબત ના આણી. પ્રીતમ.
હું જતી હતી મારે મારગે, વ્હાલે વાંસલડી વગાડી.
સાન કરી સમજાવ્યાંરે, દિલડાં લીધાં છે હરી. પ્રીતમ.
હુંરે સરોવરની માછલી, જળ ખેલનહારી.
જળ્‍ને ભરાણી જળમાંરે, ઘાવ લાગે ભારી. પ્રીતમ.
સુરાણાનંદ પ્રભુ પાન્ખા, હરિ રાખ્યા નહિ રહેશે.
નરસૈના સ્વામીને જય ભજેરે, વ્હાલો દરશન દેશે. પ્રીતમ.

## પદ ૧૦૭ પ્રભાત.

પઢોરે પોપટ રાજા રામના સતી સિતા પઢાવે ટેક.

માના ભણાવે જાનકીરે, રખે નામ વિસરતાં પદોરે.
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પાંજરૂરે, ફરતી મુકાવું બારીયો પદોરે.
પોપટ તારે પાંજરે, શી શી રચના રચાવું;
ફરતાં મુકાવું ફુમતાંરે, હીરા રત્ને જડાવું પદોરે.
પોપટ તારે કારણે, શાશી રસોઈ રંધાવું;
સેવ સુંવાળી લાપશીરે, આંબા રસ ઘોળાવું પદોરે.
પોપટ તારે કારણે, શા શા મુખવાસ આપું;
લવીંગ સોપારી એલચીરે, બીડી પાનની બનાવું પદોરે.
પાંખ લીલીને પગ પાંગળા, કોટે કાંટલો કાળો;
નરસૈંનાં સ્વામી તણોરે, તાણે રાગ રૂપાળો પદોરે.

## પદ ૧૦૮ પ્રભાત.

કોણ સમાન કામની, દત્ત ફળીએલ રામા,
પાંડવની પ્રતિજ્ઞા પાળવારે, હરિ ઉભા છે સાંમા. કોણ.
મારો વહાલોજી ગયાતા વાડીએ, સર્વે ગોપીઓ સાથે.
શેરડીનો સાંઠો છોલતાંરે, છરી બેઠી છે હાથે. કોણ.
માનુની મંદિર પધાર્યાં, ચીંથરડું લેવા,
દ્રુપતીએ ચીર વધેરીયાંરે, હરિને પાટો બાંધવા. કોણ.
ચીકમે તેના તાંતણા, ગણી રાખ્યા છે લેખે,
નવસેં નવાણું ચીર પુર્યારે, સઘળી સભા દેખે. કોણ.
ગરૂડ ચઢીને ગોવિંદ આવ્યા, આવ્યા અંતરજામી,
બાવટ બાગી બુદરેરે, મહેતા નરશીના સ્વામી. કોણ.

## પદ ૧૦૯ પ્રભાત.

રૂદીયે વસ્યા મારા નાથજી. જેનું અવીચળ નામ. ટેક.
ચાર પદાર્થ પામ્યારે, આપે અવીચળ ધામ. રૂદીએ.
ઘટ ઘટમાં વ્યાપી રહ્યા, પરી બ્રહ્મ પુરાણ,
જન્મ મરણ જરા નહિરે, નહિ ત્રિવીધી કર્મ. રૂદીએ.
કાળ તણો મહા કાળજેરે, તેતો દેવનો દેવ,
આઠ દિવસ જે તેને ભજેરે. કરેસુરીજન સેવ. રૂદીએ.
તેહરિને કેમ વીસરૂ, તે છે જુગદાધાર
સનકા દીકને સાંસો પડેરે, વેદ પામે નપાર; રૂદીયે.
લખ ચોરાશીમાં રખડયા, મળ્યો માનવ દેહ;
દેવ અનેક ઉપાસીઆરે, તવ આપ્યો દેહ; રૂદીયે.
સહસ્ત્ર તણો સાગરમટી, જેનયાં વેદ પુરાણ;
હરિથી બીજેત કોઇ નથીરે, અંતે નીરવાણ; રૂદીયે.
મન માન્યું અવીનાથશું, થયું નીરમળમન;
કહે બ્રાહ્મણ પાવન થયોરે, તેનું જીવતર ધન્ય; રૂદીયે.

## પદ. ૧૧૦ પ્રભાત.

રૂપાળું મેલીને રાધીકા. ઘેલી કામ નવકીજે; ટેક.
સુખથી ભાગો અમોલડારે, મુનિવ્રત નવલીજે; રૂપાળું.
વહાલો વન વન ચારે ગાવડી, ઉભા જુમનાંને તીરે,
મોરલીકેરા નાદમાંરે, રાધે રાધે પોકારે; રૂપાળું.
લાખું એક નવ ચુકતાં, રહેતાં સ્વામી સંયોગે;
રાત દિવસ કેમ જશેરે, તમ વિયોગે; રૂપાળું
વહાલો મારો સુંદરને સોહામણો, શામળો સુખકારી

વહાલા વાલમ કેમ વિસરેરે, ફટ નાર ધુતારી રૂપણું.
વહાલા ક્યારે જનમની કામની, હુતી પાછી બાગી
નારી થોભણના નાથશુંરે, આવી શરણે લાગી રૂઝણું.

## પદ ૧૧૧ પ્રભાત.

કેમરે જાવું મહીં વેચવા, માવો માગે છે દાણ; ટેક.
આગળ આવી ઉભા રહ્યારે, દે છે નંદજીની આણ કેમરે.
નથી ખારેક નથી કોપરાં, નથી સારક મજીઠ
દહીંનાં તે દાણ નહિ આપીએરે, નગણા નવી રીત શાની કેમરે.
માથે મટુકી મહીં તણી, જાવું મથુરાં મોઝાર;
પાયે ખુંચે ઝીણી કાંકરીરે, તડકે તપે લેલાટ કેમરે.
સાસુ હમારીનું સાલ છે, નણદી ચઢાવે આળ;
દિયેરીઓ મુજને ખીજશેરે, પરણ્યો દે છે ગાળ કેમરે.
તારી સાસુના મનમાં જે હશે, તેને તેવાંરે થાશે;
દાસ થોભણના સ્વામીનેરે, સુખે વહાણું લાં વાશે કેમરે.

## મેયારી.

## પદ ૧૧૨ ગોપી કહે.

મહીં લોરે મહીં લો દહીં લો કાના. ટેક.
સારી રૈન ગુજરાયાં બોલે, ચખ લોરે ચખ લો દહીં લો કાના.
મહીં લો.
કોરી કોરી મટુકામાં મહીરે જમાયા, ચખ લોરે ચખ લોરે દહીં લે,
કાના. મહીં લો.
પ્રભાતે વનને મારગે જાતાં. પાલવડોરે પાલવડો સાહ્યો કાના.
મહીં લો.

ચંદ્રાતે વનની કુંજ ગલીમાં, ઝગડોરે ઝગડો મચ્યો હે કાના.
મહીં લો.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરનાગર ચખલોરે ચખલો દહીંલો કાંના.
મહીં.

## પદ ૧૧૩ કૃષ્ણ કહે.

અહીંઆં ખડી રહે હો મૈયારી, કોણ પુરૂષ ઘેર છે નારી. અ.
સોનાનો ટકોને માખણનો પેંડો, આપી દે ઓ વ્રજનારી. અ.
અહીં દાણ હમારાં લાગે છે, આપો દાણ હો મુજ પ્યારી. અ.
ઝટપટ મારા દાણ નહિ આપો તો, મટુકી લઇશ ઉતારી. અ.
નરસૈના સ્વામીને તું ઘણી વહાલી, તું તો બીખુભાણની દુલારી. અ.

## પદ ૧૧૪ ગોપી કહે છે.

તમે ગોકુળના ગીરધારી, મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો. ટેક.
હમારી ગાયનું ગોરસ મીઠું રે, તમે જનમોજનમ નથી દીઠું. મી.
હરિ એમાંથી નથી ચાખ્યું રે, મેં તો તમારી સારૂ રાખ્યું. મી.
મહીં પીઓ તો એસો હેઠારે, તમે બે બાપના બેટા. મીઠડાં.
રઘુનાથના સ્વામી રીતેરે, મહીં પીઓ પ્રીતે એસો હેઠા. મીઠડાં.

## પદ ૧૧૫ કૃષ્ણ કહે

ધારી રહે તું નાર ધુતારી, તારી મટુકી લઇશ ઉતારીરે. ધારી.
હમો નંદજીકા છેલ છબીલા, તું તો બીખુભાણ દુલારીરે. ધારી.
અલી તું તો કંશ રાજાનું કેર જાણેરે, તારી મટુકી લઇશ ઉતારીરે.
ધારી.
સાસુ હઠીલી તારી નણદી ઠગારી, તારા પીઉડાને નાખીશ મારીરે. ધારી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણ કમલ બલિહારીરે. ધારી.

## પદ ૧૧૬ ગોપી કહે

નહિ આપું હો નંદાજીના લાલરે મહીડાં મારારે. ટેક.
તમો વળગો છો વિઠુલરાયરે, અમે નહિ તારાં જેવારે.
મારે માથે છે પારસ માટરે, દુરીજન દેખેરે.
મારે સોકલડીનું સાલરે નણદલ દેખેરે
કાના કાંકલડી મત મારરે મટુકી મારી ફુટેરે
અસ્યા બાળપણાની પ્રીત તે પલમાં તુટેરે
જીત્યા જીત્યા છો જગજીવનરે હુંતો મારે હારીરે,
મળ્યા કાંનપુરીનો નાથરે બાળો બ્રહ્મચારી.

## પદ ૧૧૭ કૃષ્ણ કહે

દાણની રીત મેં કહાડી છબીલડી દાણની રીત મેં કહાડી ટેક.
હરે દાણ આપો લાડકડી લાડી છબીલડી.
જમુનાંજીના મોટારે આરા, જળ ભરવાને આવો હલાડી છબીલડી.
વૃંદ્રાવનને મારગે જાતાં, હું તો લપશિ લાગત મારી છબીલડી.
એવું વચન પ્રભુ કોઇના સાંખ, સાંખે એક પરણેલ નારી છબીલડી.
નરસૈના સ્વામીને સરવસ સોંપ્યું, ગોપીએ રાજી કર્યા મોરાર છબીલડી.

## પદ ૧૧૮ દાણ લીલા

રાધા—તમે અણજાણ્યા અમે જાણીએરે;
મારો પાલવડો વન તાણીએરે;
તમે સમજી રહો મન માંહેરે;
શામળીયા વહાલા રહો વેગળારે.
કૃષ્ણ—નારી શું રે સમજાવે મુજનેરે;
હુંતો નહિરે જવા દઉં તુજનેરે;

તારી મરડીરે રાખીશ બાંધરે, મૈયારી રાધા દોને દાણશુંરે

રાધા—આલ્યા બાંધ શું મરડે વિઠલારે;
મેંતો તુજ સરખા ઘણા દીઠડારે;
ક્યરૂ છે કંસનું રાજરે; શામળીઆ.

કૃષ્ણ—નારી કંશ થકી સું થાય છેરે;
એવા કંઇક આવેને કંઇક જાય છેરે;
તારા ઉરનારે ઉતારીશ હારરે; મૈયારી.

રાધા—અલ્યા હાર હૈયાનો ત્રુટશેરે;
મારી મહીની મટુકી ફુટસેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે; શામળીઆ.

કૃષ્ણ—અલી ગાળેતે આડનવ ચડેરે;
જેનું લેણું હોય તેતો લડેરે;
એનાં દાણુરે મુકયાં કેમ જાયરે; મૈયારી.

રાધા—અલ્યા દાણી તને કોણે થાપ્યોરે
મથુરાં મુકી ગોકુળ આવ્યોરે
તેંતો ચારીરે નંદ ઘેર ગાયરે. શામળીઆ.

કૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજછેરે
એતો પોતપોતાના છે કાજરે
એનાં મેણાંરે નવ હોયરે મૈયારી.

રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણાં
જ્યાં વહતાં હોય બેજણાંરે
તને નિર્લજરે શી લાજરે શામળીઆ.

કૃષ્ણ—નારી લાજે તે કારજ નવ સરેરે
અહિયાં બીક તે તું કોની ધરેરે

આવો મળીયેરે આપણ જણ બેઉરે. મૈયારી.

**રાધા**—એવું નિર્લજ મા બોલ શામળારે
તારા કરના ઉતારીશ આંમળારે
મૂકો મૂકો મોહન મારો હાથરે શામળીઆ.

**કૃષ્ણ**—નારી હાથના મુકું તાહરોરે
અહીં અમલ થાય છે માહયરોરે
માટે દાણના દોકડા મેલરે મૈયારી.

**રાધા**—તું તો નંદબાવાનો છોકરોરે
તારી પાસે પૈસો નથી રોકડોરે
તને આવડોરે મચ્છર હોયરે શામળીઆ.

**કૃષ્ણ**—તું તો બાપુબાણની છોકરીરે
તારી પાસે નથી પાઈ રોકડીરે
તને આવડુંરે અભિમાન હોયરે મૈયારી.

**રાધા**—હું તો વિનંતી કરૂં છું કયારનીરે
રઘુનાથના સ્વામી હારી તમ થકીરે
મહીનાં દાણરે નવ હોયરે. મૈયારી.

## પદ ૧૧૯ ગોકળદાસના સવૈયા.

ગોકુળ ગામની ગોપીઓ સર્વે મહીં વેચવાને ચાલી.
મારગડામાં મળ્યા મોહનજી, મૈયારીને ઝાલી.

**રાધા**—નવ ઝાલો જશોદાના જાયા, છેડો હમારો છોડો.
તમે તમારે ઘેર જઇને, ગોવાળામાં ખેલો.

**કૃષ્ણ**—ગોવાળીમાં નિત્ય ખેલું છું, જમુનાજીને તીરે
ચીર હર્યાં તે ગયાં વિસરી, કેવા હળધર વીરે

**રાધા**—ચીર હર્યાં તે કોને કહો છો, હું તો હતી નાની
ગોકુળના સ્વામી શામળીઆ, વાત કરો છો કાંની.
**કૃષ્ણ**—વાત કરતાં પાર નવ આવે, અનેક પ્રાક્રમ કીધાં;
આગળ જાતાં મૈયારીનાં, દાણુ દધીનાં લીધાં.
**રાધા**—દાણુ દધીનાં જે કોઇ આપે, નબળી હોય જે નારી;
મુજ સરખી તો તુજને નવ આપે, હું તો રાધે પ્યારી.
**કૃષ્ણ**—રાધે પ્યારી તુજને ભાળી, હું છું નંદનો લાલો;
મોટીરે તું તારા ઘરની, કાંઈ દાણુ દધીનાં આલો.
**રાધા**—દાણુ દધીનાં હું નવ આપું, રોકીને શીદ રાખો:
ગોકુળના સ્વામી શામળીઆ, કંઈ ભોળવી મુજને નાંખો.
**કૃષ્ણ**—ભોળી થઇને શું ભડકાવે, ફોડુ ગોરસ ગોળી;
અંગતણુ આભુષણુ તોડુ, તુજને નાખું રોળી.
**રાધા**—મુજને રોળો ગોરસ ફોડો, નારીને નવ વળગો;
દુવાઈ છે કંસ રાજા કેરી, તે માટે રહેની અળગો:
**કૃષ્ણ**—અળગો થઉ પણુ વહેલી થાને, તું તારા ઘેર જાને;
ગોકુલના સ્વામી શામળીઆ, કંસની વારે ધાને.

## પદ ૧૨૦ ગરબી.

વાત કરીને રહો વેગળા, સુણુ વાહાલારે
પેલા દેખે દુરિજન લોક, આ સો ચાળારે
અમે તે વહુવારૂ વિઠુલા, બાજે વેશરે
કાંના ઉભલાં કેમ રહેવાય, ધોળે દીસેરે
મહીં માગો તે આપીએ, રહો અળગારે
શામળીયા શાને કાજે, આપ વળગારે
તાકો છો પણુ તક નથી, મોરારીરે

મહી વેચીને આપું દાણ, તે હું નારીરે
કાલે પીતો હતો છાસ, કાનુડા દાણીરે
મારગડો મુકો મોરાર, વાત મે જાણીરે
રાજેનો રસિયો નાથજી, તને વારૂરે
મારો પ્રાણ તમારી પાસ, કહું તે સારૂરે

## પદ. ૧૨૧ ગરબીને.

મારગ મેલો માવજી, ઘેર જઇએરે;
મારે માથે મહીકેરા માટ, ખોટી થઇએરે;
વાર લાગી ઘણી વાટમાં, ઘેર જઇએરે;
હરી હમણાં મુકો હાથ ખોટી થઇએરે;
પ્રીત હશેતો ફરી આવશું, ઘેર જઇએરે;
મારે જાય સૈયરોનો સાથ, ખોટી થઇએરે;
બાઇજી હમારાં ખીજશે, ઘેર જઇએરે;
પેલી નણદલ દેશે ગાળ, ખોટી થઇએરે;
પરણ્યો તે પંથ નિહાળસે, ઘેર જઇએરે;
પાડોશણ પુછસે પેર, ખોટી થએઇરે;
રાજેનો રસિયો નાથજી, ઘેર જઇએરે;
મારો પ્રાણ તમારી પાસ, ખોટી થઇએરે;

## પદ ૧૨૨ ગરબી.

કારે ગયો પેલો મોરલીવાળો, હમારા ઘુંઘટ ખોલીરે ટેક.
કારે ગયો પેલો વાંશળીવાળો, હમોને રંગમાં રોળીરે કારે ગયો.
હમણાં વેણ ગુંથી મહારા વહાલા, પહેરી કસુંબલ ચોળીરે;
માતા જશોદા સાખ પુરે છે, કેસર છાંટયાં ઘોળીરે કારે ગયો.

મહાજુમનાં જળ ભરવાને ગયાંતાં, બેડું નાંખ્યું ઢોળીરે;
પાતળીઓ પડપંચમાં ફરે, અમે તે અબળા ભોળીરે કાંરે ગયો.
પ્રેમ ઘણો પ્રેમદાના અંતરમાં, પ્રેમની મારી ગોળીરે;
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત ચોરીરે કાંરે ગયો.

## પદ ૧૨૩ ગરબી.

વ્રજવાશીરે ગોકુલવાશી, વાંસલડીવાળો વ્રજવાશી ટેક.
મથુરાંમાં વહાલે જન્મ લીધોહે. ગોકુળ આવ્યો છે નાશી વાંસલડી.
મથુરાંમાં વહાલે મામાને માર્યો, ગોકુળમાં મારી માશી વાંસલડી.
માતા જસોદા આનંદ પામ્યાં, પુરણ પ્રગટ્યા અવિનાશી વાંસલડી.
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણ કમલની છું દાશી વાંસલડી.

## પદ ૧૨૪ ગરબી

ગોવાલણના ઘર પછવાડે, મોહન મોરલી વગાડજો. ટેક.
તેરે દહાડાની મને ચટપટી, નેણે નિંદ્રા ન આવેજો. ગોવાલણ.
રાધાની આંગળીએ કાળીનાગ કરડયો, તે વીખડાં કોણ વારેજો. ગો૦
મથુરાં માંહે પંડીત રહે છે, તે મારાં વીખડાં વારેજો. ગોવાલણ.
મથુરાંમાંથી જદુવીર આવ્યા, તેમણે વીખડાં ઉતાર્યાંજો. ગોવાલણ.
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમલ ચિત્ત લાવેજો. ગો૦

## પદ ૧૨૫ ગરબી

ઝગડો લાગ્યોરે જુમનાજીને આરે, કોના શું છે તારે મારે.
ઝગડો લાગ્યોરે જુમનાજીને આરે. ટેક.
દેવકીજીનાં વહાલે દુધ નથી પીધાં, જઈ જસોદાને ધાવે. ઝગડો.
મથુરાંથી વહાલો મધરાતે નાઠો, જઈ ગોકુળમાં મહાલે. ઝગડો.
પેટ વાસ્તે પાતળીઓરે વહાલો, નંદની ગાયો ચારે. ઝગડો.
ભલે મળ્યો મહેતા નરસીનો સ્વામી, ગોપીઓને રાસ રમાડે. ઝગડો.

## પદ ૧૨૬ ગરબી

ઓધા આવલડાં ફુળ નહોતાં જાણ્યાં. છેતર્યાં છોગાળે.
માવે મથુરામાં જઇ મોજ માણ્યાં. છેતર્યાં છોગાળે.
વહાલે જતાં કીધા.વાયદા જુહારે. છેતર્યાં છોગાળે.
હવે કેમ થયા પ્રભુ ફીકારે. છેતર્યાં છોગાળે.

ત્યાંની ભામનીએ ભરમાવ્યા. છે૦ તે કારણ નાથજી નવ આવ્યા. છે૦
ખાવાપીવાનું ખુબ મળ્યું ખાંતેરે. છે૦ છાસ ઘેંસ મટીને ત્યાં રહ્યાં નિરાંતે છે૦
નાથ આવડા કેમ થયા નમેરા. છે૦ સુમો પાકુ કેમ થયા બહેરા. છે૦
હીરાવેદ હતા અતી હૈયે. છે૦ કરી નાંખ્યાં કઠોર નંદના છૈયે. છે૦
કોઈ પડપંચી નારીએ આપ્યાં પાણો. છે૦ દાશ દુલભનો વહાલો રીસાણો. છે૦

## પદ ૧૨૭ ગરબી

સખી દુઃખડાં માંગયા ફુલી, કાનજી કેમ ન આવે
ભાળી કુબજાને ભાન ગયા ભુલી, અહીં આવે શીદ આવે
નથી જાદુ કપટ કંઈ કર્યું કાનજી; મામો માર્યોને રાજ બધુ મળીયું, અહીં.
સખી જો એ તો ભવ દુઃખ ભાગે કાનજી; હવે લાકડીને કામળીથી લાજે, અહીં.
આઠ પહોર જાય ઉદાસીરે કાનજી; આપણે ગંડુ ગામડાંના વાશી, અહીં.
સાથી રૂડુ લાગ્યું મથુરામાં રહેવું કાનજી; સખી શહેરના તે સુખમાં શું કહેવું, અહીં.
નાથ એટલામાં શું થયા શહેરી કાનજી; ગરજ મટીને વૈદ થયા વેરી, અહીં.

દાસ દુલ્લભનો વાલો મળ્યો વહેતાં કાનજી; શરમ આવે છાપરામાં રહેતાં અહીં.

## પદ ૧૨૮ ગરબી.

જાુડડાને ક્યાં ઝાલું જાુઓને સખી જાુડડાને ક્યાં ઝાલું. ટેક.
એકવાર વાહલોજી ઓરા આવે તો, ઘેરીને ઘરમાં ઘાલું જાુઓ.
વચન મોહનનાં લાગે છે મીઠડાં, કેવું બોલો છે કાલુ કાલુ જાુઓ.
સાન્તીદાસનો પ્રભુ રશીક સીરોમણી, જાુઓને સખી જાુડડાને ક્યાં ઝાલું જાુઓ.

## પદ ૧૨૯ ગરબી.

કોઈ કન્યા નહિ આપે કુંવરને કોઈ કન્યા નહિ આપે ટેક.
સારાં નવ લક્ષણ કુંવર જીકને, નિત્ય કીને સંતાપે. કુંવર.
રૂડો તે વર સોધીને કહાડ્યો, રાધીકાજીને બાપે. કુંવર.
શાન્તિ દાસનો પ્રભુ રસીક શીરમણી, કુંવારો રહેશે એના પાપે. કુંવર.

## પદ ૧૩૦ ગરબી.

કાનુડો કાળજાની કોર છે બાઈ મારે કાનુડો કાળજાની કોર છે. ટેક.
અટપટી પાઘને કેસરીઓ વાઘો, માથે કળાએલ મોર છે. બાઈ.
વૃંદાવનમાં વહાલે વાંસળી વગાડી, મોરલીને સ્વરે જોર છે. બાઈ.
સાન્તિદાશનો પ્રભુ રસીક શીરોમણી, ગોપીઓ સંગે પાધરો દોર છે. બાઈ.

## પદ ૧૩૧ ગરબી.

જાને ગોવાલણ જાુઠડી અહીં થકી, જાને ગોવાલણ જાુઠડી. ટેક.
મહીં વેચવાને કાલે આવી હતી, હાથે પહેરી અંગુઠડી. અહીં.
જાુઠા બોલનું શાને બોલે છે, મહીંની મટુકડી ક્યારે ફુટડી. અહીં.
હસ્તાં આળ ચઢાવા બેઠી, મારી ગેડીને કરૂ હુંડી. અહીં.
સાન્તિદાશનો પ્રભુ રસિક શીરોમણી, માલ નથી તારામાં એક મૂઠડી. અ.

## પદ ૧૩૨ ગ.બી.

મન માને ત્યાં જાવ છો તમારૂ મન માને ત્યાં જાવ છો. ટેક.
આવાં રૂડાં ભોજન મુકીને, કોદરાને શીદ ખાવ છો. તમા.
આવાં રૂડાં તીરથ મુકીને, ખાબોચીઆમાં શીદ નાવ છો. તમા.
નહાના હતા ત્યારે ઢોરાં ચારતા, હમણાં મોટેરા થાવ છો. તમા.
સાન્તિદાસના પ્રભુ રસિક શીરોમણી, અમને તે વાયદા વાવ છો. તમા.

## પદ ૧૩૩ ગરબી.

મારગ મુકોને માવજી ઘેર જઇએરે
મારે માથે મહીં કેરાં માટ, ખોટી થઇએરે
વાર લાગી ઘણી વાટમાં (ઘેર) હરી હમણાં મુકો હાથ. ખોટી.
પ્રીત હશે તો આવશું (ઘેર) મારે જાય સૈયરોનો સાથ. ખોટી.
બાઇજી તે મારાં ખીજશે (ઘેર) પેલી નણદલ દેશે ગાળ. ખોટી.
પરણ્યો તે પંથ નિહાળશે (ઘેર) પાડોશણ પુછે પેર. ખોટી.
રાજેના રસિયા નાથજી (ઘેર) મારો પ્રાણ તમારી પાસ. ખોટી.

## પદ ૧૩૪ ગરબી.

માતા જસોદા કાનજી તમારો, સીદ રાખ્યો ઘેર વારીરે. ટેક.
વાટે જતાં વહાલે અટકણ બોલે, સાંભળ સૈયર મારીરે. માતા.
વૃંદ્રાવનને મારગે જતાં, મુજને દીધી ચુંટીરે. માતા.
એટલે મેં તો સોર કર્યો, ગોવાળીઆ આવ્યા ધાઇરે. માતા.
કોઇને ગડદો કોઇને પાટુ, કોઇની ચુંદડી ચોરીરે. માતા.
એટલે આવ્યા માતા જસોદા, હાથમાં નવરંગ સોટીરે. માતા.
કાનો કહે હું નટવર નાંધડો, ગોપી છે બહુ મોટીરે. માતા.
ભલે મળ્યો મહેતા નરશીનો સ્વામી, ગોપીઓ આનંદ પામીરે. માતા.

## પદ ૧૩૫ ગરબી.

કાળજાની વાત કોને કરીયે, ગોવાળીએ ઘેલાં કર્યાં
ચિતડાં ચોર્યાંને કાળજડાં કોર્યાં, એને વિયોગી રહી રહી રોઇએ.
ગોવાળી.
વગર વાંકે કીધાં વશી કરણુ. ગોવાળ જશોદાના છીયે. ગોવાળી.
વાંસે ફરીયે તો લોકડીઆં કરે ઇશારત, ઘેર મુઆએ હૈડે ગોવાળી.
અન્ન નવ ભાવે ભોજન નવ ભાવે. નથી રાખ્યું નીંદ્રયે ગોવાળી.
આંધળાં ભીત કરી નાંખ્યાં નિર્દયે. ઝાઝુ કહેતાં નવ જઇએ ગોવાળી.
દુધે પેટ ભરીયે દયાળનાં, એનું કામ છે ગુણ ગાઇએ ગોવાળી.
રંગીલો નાથ કહે રૂશીરાજે રૂપાળો. એને નિહાળી ન્યાલ થઇએ ગોવાળી.

## પદ ૧૩૬ ગરબી

મારા વહાલાજી વાંસલડીની ગુગળીએ ઘેલાં થયાં ટેક.
વાંસલડીતે વનમાં વાગે છે, એના શબ્દ પ્યારા લાગે છે,
હમને બાણ થઇને વાગે છે. મારાવહાલાજી.
વાંસલડી તે વંદાવન વાગી, હું તો ભર નિદ્રામાંથી જાગી;
મને બાણ કટારી થઈ વાગી. મારાવહાલાજી.
પેર્યાં ચણું ચોળીને ચુંદડીઓ, સોઆભ્રણ ઉપર પાંદડીઓ;
ગોપી સોળ વરસની સુંદરીઓ મારાવાલાજી.
રૂડી રાત્રી શોભે શરદ પુનમતણી, સૌ સંઘ ચાલ્યો વંદ્રાવનભણી.
મને મળ્યો દાસ ધીરાનો ધણી મારાવાલાજી.

## પદ. ૧૩૭ ગરબી

મન પોપટડા પાંજરીએ આવીને રામ નવ જાણ્યા
પાંખ પંખાળી એક પલક ગોવિંદ ગુણ ન ગાયા,

તારે પાંજરીયે બાવન સરીઓ, દશ બારીઓ તો નૌતમકર્યાં
તેમાં આવી ભુલો પડયો, મન પોપટડા,
તારૂં પાંજરીયું તો બહુસારૂ, તારૂં બોલવું લાગે રૂડીઆળુ.
હરિ રામ વિનાતો નવ સારૂ, મન પોપટડા
આ પાંજરીયે આવી શું કીધું, પ્રાણી લખચોરાશીનું દેવું કીધું
હરિ નામ રૂદેમાં નહિ લીધું, મન પોપટડા
પથરો પાણીમાં કેમ પલળે, એને ટાંકોતો અગ્નિ વરસે
કહે લલ્લુ સાચવિના હરિ કેમ મળશે મન પોપટડા

## પદ ૧૩૮ ગરબી

મારો વહાલો આવ્યાની વધામણીજીરે, આજની ઘડી રળિઆમણી.
વહાલા લીલાતે વાંસ વઢાવીએજીરે, મારા મારા વહાલાજીના માંડવા રચાવીજીરે. આજની.
ગંગા કેરી ગોરમટી મંગાવીએરે, મારા વહાલાની ચોરીયો ચિતરાવીએજીરે. આજની.
કંકુ કેશરનો છંટો દેવડાવીએરે, વહાલા સિંદુરે ઓકરી પડાવીજીરે. આજની.
પુરો પુરો સોહાગણ સાથીઓરે, મારે આંગણે આવ્યો છે હરિ સાથીઓજીરે. આજની.
ચાર સોહાગણને બોલાવીએરે મારા વહાલાને મોતીડે વધાવીએ જીરે. આજની.
ચાર સોહાગણ આવી તે ઘડીરે, વહાલાને વધાવે હેતે કરીજીરે. આજની.
મહેતા નરશીનો સ્વામી સાંમળોરે, વહાલો કદી નવ મુકે આંમળાજીરે. આજની.

## પદ ૧૩૯ ગરબી

વાગે છે વેણુ વાગે છે વંદ્રાવન મોરલી વાગે છે. ટેક.
સાવ શોભીતીને રૂપે રંગીલી, એના શબ્દ ગગનમાં ગાજે છે. વં૦
હું રે સુતી હતી મારા મંદિરમાં, સુતી તે શીદને જગાડે છે. વં૦
મહીડાં વેચવા હમો દહાડીરે જાતાં, મારા ગોરસડાં શીદ લુટો છો. વં૦
મહીડાં વેચતી તું બીજરે નારી, તારાં મહીડાં મને મીઠેરાં લાગે છે
વંદ્રાવન.
મીઠાં લાગે તો કાના મુલવીને લ્યોને, ફોગટ ફેરા શીદ મારો છો;
વંદ્રાવન.
ભલે મળ્યો મહેતા નરશીનો સ્વામી. ગોપીઓને રાશ રમાડે છે
વંદ્રાવન.

## પદ ૧૪૦ ગરબી

માંણવા માંણવા તે કહાન માંણવા, રે હરિ આવો મારે ઘેર માંણવા ટેક.
મેરૂનો રવૈયો બનાવું, નાગને નેત્રે આવું તાણવા—રે હરિ.
હીરની દોરીનો હીંચકો બંધાવું, સામો બેસું દોરી તાણવા—રે હરિ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કોણતો બેઠું તને જાણવા-રે હરિ.

## પદ ૧૪૧ ગરબી.

હુંતો દીઠું વંદ્રાવન જોતીરે, આ મોરલી ક્યાં વાગીરે ટેક.
મને ધંધો તે કડવો લાગેરે, બારણું હળવાં લાગેરે હુંતો
આવી ચોમાસાની ઝડીઓરે, આવો મારી શેરડીએ હુંતો
હુંતો હૈયા પર હીંચાળુરે, અરગસ તારી બેલડીએ હુંતો
મળ્યો રાજા રામનો સ્વામીરે, નહિ જવા દઉં નંદલાલા હુંતો

## પદ ૧૪૨ રાગ સારંગ.

કેટલે મથુરાં દુર ઓધવ કેટલે મથુરાં દુર. ટેક.

કુબજાને તમે અહીં સુધી લાવો. જોઉ એના મુખડાનું નુર. ઓ.
આણી તેડે ગંગા પેલી તેડે જુમનાં, વચમાં ત્રવેણી વહે ભરપુર. ઓ.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધર નાગુણ, ચરણ કમલ હજુર. ઓ.

## પદ ૧૪૩ સારંગ.

મંદિર દેખી ડરે સુદામા મંદિર દેખી ડરે. ટેક.
મારી હુતી છાજ ઝુપડીઆં, કનક સરખા મહેલ બને. સુદામા૦
પહેલી પોળે ગજ ઝુલતહે, બીજીએ તોરીંગ ખડે. સુદામા૦
મહેલમાં બેઠી કામની બોલાવે, આવો હરી કયું ખડે. સુદામા૦
હાથે પકડકર લાએ સુદામા, શીર ઉપર અમ્મર ઢળે. સુદામા૦
સુરદાસ કહે પ્રભુ તમારા મીલનકો, એસો મિત્ર નહિ મળે. સુદામા૦

## પદ ૧૪૪ સારંગ

કરગયો કરગયો કરગયો મેરો મન વેરાગી કરગયો. ટેક.
મેરે જાણ્યું મેરી સંગે ચલેગી, જાતી બેરસેં લડ ગયો. મેરો.
આ વન ઢુંઢું સકળ વન ઢુંઢું, કઇરે ગલીમાં છુપ ગયો; મેરોમન.
હાથમાં લાકડીઆંને ખભે કામળીઆ, જુમનાની તીરે
ઉતર ગયો; મેરોમન.
સુરદાશ કહે પ્રભુ તમારા મીલનેકા, તનસેં ચટકો દઈ ગયો; મેરોમન.

## પદ ૧૪૫ સારંગ.

મોરીઆં મોરીઆં મોરીઆં ઓધા જોઊરે મોહન તારાં મોરીઆં ટેક.
તમારા મોરીઆમાં રંગ ઘણેરો, કંકુ કેશરમાં રોળીઆં ઓધા.
માથે તેલ ફુલેલ લગાયો, અંગે કેશર ચોરીઆં ઓધા.
કાનમાં કુંડળ ગળામાં મોતીઆં, કાનમાં લળકે વેરીઆં ઓધા.
ભાત ઉના ઘી તુરનાં તાવ્યાં. પીરસ્યાં છે પાપડ પુરીઆં ઓધા.
સુરદાશ કહે પ્રભુ તમારા મીલનકો, પાવન કીધાં મોરીઆં ઓધા.

## પદ ૧૪૬ સારંગ.

ગયુંરે જોબનીઉં વાહીને ઓધા ગયુંરે જોબનીઉં વાહીને ટેક.
માથે આવ્યા પળીઆંને બેઊ ડાચાં મળીઆં, શરીર ગયું સુંકાઇને ઓધા.
કાને પડ્યા ધાગાને બેઉ નાકાં ગળીઆં, નૈત્ર ગયાં તણાઇને ઓધા.
નથી હરાતું ને નથી ફરાતું, નથી ઊઠાતું ટેકો સાહીને ઓધા.
સુરદાશ કહે પ્રભુ તમારા મીલનકો, બુઢાપણું આવ્યું ધાઇને ઓધા.

## પદ ૧૪૭ સારંગ.

લાગત પ્રેમ કટારીઆં ઓધા લાગત પ્રેમ કટારીઆં. ટેક.
બડાસો હાથી છોટા સો મહાવતી, અંકુશ દેકર ચલાવીઆં. ઓ૦
જાકો પતિ પરદેશ સધારે, કયમ કરીને જીવે નારીઆં. ઓ૦
બાઇમીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તમે જીત્યાને અમે હારીઆં. ઓ૦

## પદ ૧૪૮ સારંગ.

તડકે તન સુકાય છે ઓધા તડકે તન સુકાય છે. ટેક.
ઓરા આવો તડકેથી છાંયે, લેખા વતી લુવાય છે. ઓ૦
પવન નાંખું વિઠ્ઠલજી તમને, બફારો બહુ થાય છે. ઓ૦
સુરદાશ કહે પ્રભુ તમારા મીલનકો, ચરણ કમળ ચિત્ત ચહાય છે. ઓ૦

## પદ ૧૪૯ સારંગ

આવે છે લાજ તમારીઆં અમને આવે છે લાજ તમારીઆં. ટેક.
તડકો ચડત હે ધુપ પડત હે, માતપિતા બધાં ગાળીઆં. અ૦
ચીર ચોરી કદમ ચઢી બેઠો, જળમાં ખડી વ્રજનારીઆં. અ૦
એક એક આવે ચીર લઈ જાવે, હાથે બજાવત તાળીઆં. અ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તમે જીત્યાને અમો હારીઆં. અ૦

## પદ ૧૫૦ સારંગ.

કામ છે કામ છે કામ છે ઓધા નહિ આવું ઘેર કામ છે. ટેક.
સોનું રૂપું મારે કામ નહિ આવે, તુળશી માળામાં ધ્યાન છે. ઓ૦
આ મંદિરમાં સસરાજી બેઠા, સામા મંદિરમાં સ્યામ છે. ઓ૦
આણી તેડે ગંગા પેલી તેડે જમુનાં, વચમાં ગોકુળ ગામ છે. ઓ૦
સાસુ હઠીલી મારી નણુદી હગારી, દીયેર દિવાન છે. ઓ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, સર્વે સંતોને શ્રી રામ છે. ઓ૦

## પદ ૧૫૧ સારંગ.

વિંદુર ઘેર જઇએ ચાલો ઓધવ વિંદુર ઘેર જઇએ: ટેક.
બડે બડે મહેલ કોણ્સે કામના, અંતે કામ ન આએ. ચાલો૦
તાંદુલકી ભાજી લુણીની રોટી, રૂચી રૂચી ભોગ લગાએ. ચાલો.
સુરદાશ કહે પ્રભુ તમારા મિલનકો, સંતોને હાથ બેસાએ. ચાલો.

## પદ ૧૫૨ સારંગ.

માનોને વચન હમારૂ રાજાજી માનોને વચન હમારૂ. ટેક.
પાંચ ગામ પાંડવને દેજો, પછી સબ દેશ તમારૂ. રાજાજી.
દિલ્લી દેજો દક્ષિણ દેજો, બિંદુ સ્વેત બંગાળો. રાજાજી.
ગિરનાર હસ્તીપુર નગરી, પછી બધો દેશ તમારો. રાજાજી.
ભિસ્મ દ્રોણને દુર્યોધન, મળીને કરો વિચારો. રાજાજી.
ભુમીના આપું ક્ષણું એક માત્ર રણુ સંગ્રામ વિચારો. રાજાજી.
બડા બડા મહેલ કાયકા કામના, દેશ નહિ તમારા
સુરદાશ કહે પ્રભુ તમારા મિલનકુ, રાજા નહિ કરો મન અહંકારો.
રાજાજી.

## પદ ૧૫૩ સારંગ.

ગઇરે ભુમી તમારી પાંડવ ગઇરે ભુમી તમારી. ટેક.
ખાંડા વિના ભુમી કેમ મળસે, થઇ બેઠા ભુપ બિખારી. પાંડવ.
ક્ષત્રી હોય તેને વેરજ ખેડવાં, થઇ ગયા નપુંશક નારી. પાંડવ.
સગાઇનો એને સંબંધના રાખ્યો, જુઓને મન વિચારી. પાંડવ.
એવાં વચન સુણી બોલ્યા ભીમસેન, રહ્યાછે ધર્મ વિચારી. પાંડવ.
સુરદાશ કહે પ્રભુ તમારા મિલનકો, બંધા કૌરવ નાખીશ મારી. પાંડવ.

## પદ ૧૫૪ સારંગ.

ગયોરે પંખીડો બોલતો સંતો ગયોરે પંખીડો બોલતો. ટેક.
પાઘડી બાંધતો ને પેચ સંભાળતો, દર્પણમાં મુખ દેખતો. સંતો.
ભાત ભાતના ભોજન જમતો, લવીંગ સોપારી ચાવતો. સંતો.
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરનાગર,ચરણ કમલ ચિત્ત જોડતો. સંતો.

# રાગ વસંતની સાખીઓ.

## પદ ૧૫૫.

સાખી–વસંત આવ્યો હો સખી આંબે રસ ઝરંત
ગયો શિયાળો રત ફરી, આવ્યો માસ વસંત
સાખી–વસંત આવ્યો હો સખી, ઘેર ઘેર આવ્યો કંથ
જેને ઘેર નાર સુલક્ષણી, તેને ઘેર સદાયે વસંત
સાખી–વસંત આવ્યો હો સખી, સાહેલી સહસ્ત્ર હજાર
થાળ ભરી છગ મોતીડે, વધાવા વૈકુઠ રાય
સાખી–વસંત આવ્યો હો સખી, અને ફુલે સબ વનરાય
એક ના ફુલે કેતકી, ભમર નવ લે વાસ

## પદ ૧૫૬ વસંત.

ઘેલુંના બોલ ગોવાળીઆ, તને વારૂ
તને વારૂરે તને વારૂ, મુખ સંભાળી બોલ. ઘેલું.
મારી સરખી સૈયરો દેખસે, ત્યારે જાસે
ત્યારે જાસેરે ત્યારે જાસે, હરિ તમારો તોલ. ઘેલું.
તુંતો ખેદે પડયો તારા ખેલને, તારી માને
તારી માનેરે તારી માને. જઇને કહીસું કહાંન. ઘેલું.
અબીલ ના નાખ મારી આંખમાં, રોળાસે
રોળાસેરે રોળાસે, મોહન મારી મેંસ. ઘેલું.
સોના કટારી આંકડી, કોણ મારે
કોણ મારેરે કોણ મારે, હરિ પોતાને પેટ. ઘેલું.
લાકડવાયો તારી માતને, મુને દેખે
મુજને દેખેરે મુજને દેખે, દિયેર ને જેઠ. ઘેલું.
મહારી સાસુ દેખસે, ત્યારે જાસે
ત્યારે જાસેરે ત્યારે જાસે, હરિ અમારો તોલ. ઘેલું.
હું તો મોંઘી ઘણી મહારી માતને, સાસરીયે
સાસરીયેરે સાસરીયે, વહાલી શ્વાસજ પ્રાણ. ઘેલું.
મારાં સાળુ કુસુંબ ફાટસે શું કહીશું
શું કહીશુરે શું કહીશું, વડવાળી જુથ. ઘેલું.
મહારી લાખ ટકાની લોબ્ડી, કર્યા કટકા;
કર્યા કટકારે કર્યા કટકા, કીધા દશ વિશેક ઘેલું.
દાડમ દંત દીસે ઘણા, જાણે જડયા;
જાણે જડયારે જાણે જડયા. દીશે નંદલાલ ઘેલું.
પ્રભુ પ્રાગના સ્વામી સાંભળો, નહિ રમીએ;

નહિ રમીએરે રમીએ, રશિઆજીની સાથ મેલું.

## પદ ૧૫૭ વસંત.

અતિ ઘણું હસવું સારૂં નહિ શામળીઆ;
શામળીઆરે શામળીઆ છે થોડામાં સ્વાદ. અતિઘણું.
આશપાસ દેખે લોકડીઆં, અલવેશે;
અલવેશે રે અલવેશે, આપસે ઉપહાસ અતિઘણું.
મન અવીલના કરીયેરે પાતળીઆ;
પાતળીઆરે પાતળીઆ પરનારીની સાથ અતિઘણું.
તને શું કહે તારા કર નથી રહેતા.
નથી રહેતારે નથી રહેતા, તારા સખણા હાથ. અતિઘણું
અલ્યા તેલ ફુલેલ તને મળ્યું તે મેં જાણ્યું
તે મેં જાણ્યું રે તે મેં જાણ્યું, તહારૂ મોટુ મન. અતિઘણું.
તું નથી કરતો તે ત્રીકમા તું તો કરે
તું તો કરેરે તું તો કરે, હૈડાનું મન અતિઘણું.
નખરૂં બીજું કોઇના, ખમે અધિકારી
અધિકારીરે અધિકારી, અધિકારીરે હું નહિ. અતિઘણું.
તુને હોળી રમવાની હોંશ છે, વેગળો રહેને
વેગળો રહેનેરે વેગળો રહેને, ન આવીશ મારી પાસ. અતિ.
રાખી મુકયો ક્યાંથીરે, મહારા કર્મે
મહારા કર્મેરે મહારા કર્મે, આ વ્રજમાંરે વાસ. અતિઘણું
આવા અજાણ્યા નવ થઇએ, વિઠુલા કહ્યું માનો
કહ્યું માનોરે કહ્યું માનો, અલએલીની વાત. અતિઘણું
ભક્ત ભોવન પ્રભુ સામળા વાત વદે
વાત વદેરે વાત વદે, વદે અડવી ક્ષાત. અતિઘણું.

## પદ. ૧૫૮ વસંત.

નંદ કુંવર કેડે પડયો કેમ ભરીએ,
કેમ ભરીએરે કેમ ભરીએ, જળ જુમનાનાં નીર, નંદ કુવર
તાકી મારે પીચકારીઓ, આવીવાગે,
આવીવાગેરે આવીવાગે, મારા તનડામાં તીર નંદ કુવર.
અબિલ ગુલાલે ઘેરાંકર્યાં વણુસાડયાં,
વણુસાડયાંરે વણુસાડયાં, મારાં ચોળીને ચીર નંદ કુવર.
હળવા દિવસ હોળીતણા, હળવાએ,
હળવાએરે હળવાએ, રૂડા હળધર વીર નંદ કુવર.
જંત્ર વગાડે એના મનમાં કોઇના જાણે,
કોઇનાજાણેરે કોઇજાણે, એના ગુણ ગંભીર નંદ કુવર.
ભક્ત ભોવન પ્રભુ તમવિના કોનેભાવે,
કોનેભાવેરે કોનેભાવે, મહા જુમનાંજીનાં નીર નંદ કુવર.

## પદ ૧૫૯ વસંત

પાલવ મુકો પાતળા અમો જઇએ,
અમોજઇએરે અમોજઇએ, જળ જુમનનાં નીર, પાલવ,
સરખી સૈયરો દેખસે જઇને કહેશે
જઇને કહેશેરે જઇને કહેશે, સાસુડીને વાત. પાલવ૦
ગરદ ગુલાલે ઘેલી કરી, ઉપરાણું
ઉપરાણુંરે ઉપરાણું, બીજુ ગોકુળ માંય. પાલવ૦
નંદ જસોદાજી બેઠાં હશે, જઇને કહીશું
જઇને કહીશુંરે જઇને કહીશું કહાન તારી વાત. પાલવ૦
મહા જુમનાને કાંઠડે, જાદવ ઘેરે
જાદવ ઘેરેરે જાદવ ઘેરે, રોકે મહી કેરાં માટ. પાલવ૦

રાડ ભાગીને રસ ઉપન્યો બે ભાગ્યો
બે ભાગ્યોરે બે ભાગ્યો, દાસ પ્રાગ કહે કરજોડ. પાલવ૦

### પદ ૧૬૦ વસંત.

વસંત વર વરણાગીઆ રંગ રમવા
રંગ રમવારે રંગ રમવા, પ્રેમીને પ્રેમ અપાર. વસંત૦
અબીલ ગુલાલે ઘેલાં કર્યાં, વણસાડયાં
વણસાડયાંરે વણસાડયાં, મારા ઘરનાં કામ. વસંત૦
ફુલે ફુલી ફુલ વાડીઓ, રંગ ફુલી;
રંગ ફુલીરે રંગ ફુલી, રંગ કેસરનાં ઝાડ વસંત૦
સ્વામી પ્રીતમના શાંમળા, શું કરીયે;
શું કરીયે રે શું કરીયે, મારા હૈડાના હાર વસંત૦

### પદ ૨૬૧ વસંત.

વારૂહું સુત નંદના રમો રીતે;
રમો રીતે રે રમો રીતે, રસિયાજીરે આજ વારૂહું૦
પાલવ પરનારી તણો કેમ ઝાલે;
કેમ ઝાલોરે કેમ ઝાલે, નહિ નાદાનેરી વાત વારૂહું૦
જઇને કહીશું તારી માતને બંધાવું;
બંધાવું રે બંધાવું, હરજી તારોરે હાથ વારૂહું૦
તમ વિના મોકું કોઈ નથી વહાલેર;
વહાલેર રે વહાલેર, મોટી મરજાદ વારૂહું૦
પ્રાગના સ્વામી સાંમળા રમો રીતે;
રમો રીતે રે રમો રીતે, રસિયાજીરે આજ વારૂહું૦

## પદ. ૧૬૨ વસંત

મુકો મોહન મારી ચુંદડી, કહું છું તમને,
કહું છું તમનેરે કહું છું તમને, માનો મ્હારીવાત મુકો.
દેખે છે દુરીજન લોક અદેખા,
અદેખારે અદેખા, કહેશે કોઇને વાત, મુકો.
સાસુડીને કહેશે, જઇને હમણાં,
જઇને હમણાંરે જઇને હમણાં, કરસે ઉતપાત મુકો.
સાજપડી દિનઆથમ્યો ઘેર જઇએ,
ઘેર જઇએરે ઘેર જઇએ, ઘણું થાય અસુર, મુકો.
વહાલા શા માટે રોકીરહ્યા થઇને આડા,
થઇને આડારે થઇને આડા, રહો વેગળા દુર, મુકો.
હવે નહાના નથી નાથજી, જે કરોછો,
જે કરોછોરે જે કરોછો, પરનારી શું આડ મુકો.
અળગા રહો અલબેલડા, નહિતો ખાસો,
નહિતો ખાસોરે નહિતો ખાસો, મ્હારા મુખની ગાળ, મુકો.
વહાલા વાત કરોછો મરજાદની, કોઇના જાણે,
કોઇના જાણેરે કોઇના જાણે, કઠણ કંસનું રાજ મુકો.
ગીરધર પ્રભુની પ્રીતલડી રાખો પડદે
રાખે પડદેરે રાખો પડદે. તમારાં થાસેરે કાજ. મુકો૦

## પદ ૧૬૩ વસંત.

કેસર બીનાં કહાનજી વહાલા લાગો
વહાલા લાગોરે વહાલા લાગો, નંદજીકો લાલ. કેસર૦
વંદાવનની કુંજમે સંગ શોભ્યો

સંઘ શોભ્યોરે સંઘ શોભ્યો, ગોપીને ગોવાળ. કેસર૦
સ્યામ બદનના શામળા, ઊર ઓપે
ઊર ઓપેરે ઊર ઓપે, રૂડાં અબીલ ગુલાલ. કેસર૦
વહાલો વગાડે વાંસડી, રૂડી વાગે
રૂડી વાગેરે રૂડી વાગે, રૂડી મૃદંગ તાલ. કેસર૦
શેવકના સ્વામી સાંભળા, હળદે રાખો
હળદે રાખોરે હળદે રાખો, રૂડા હળધર વીર. કેસર૦

**પદ ૧૬૪ વસંત.**

સંઘે સલુણી રાધકા હોળી ખેલે
હોળી ખેલેરે હોળી ખેલે, નંદાજીકો લાલ. સંઘે સલુણી.
ગૌવરણુ રાધકા સાંભળ રંગભીના
રંગભીનારે રંગભીના સાંમળીઆની સંગ. સંઘે સલુણી.
ચુવા ચંદને અરગજા રંગ રૂડા
રંગ રૂડારે રંગ રૂડા, કેસરનોરે રંગ. સંઘે સલુણી.
કેસરભરી પીચકારીઓ વહાલો મારે
વહાલો મારેરે વહાલો મારે, તાકીને તીર. સંઘે સલુણી.
તાલ ઝાંઝરને ઝમકારે, રૂડી વાગે
રૂડી વાગેરે રૂડી વાગે, મૃદંગને તાલ. સંઘે સલુણી.
સેવકના સ્વામી શામળા ભલે મળીઆ, નાથ નવ લો રંગ.
સંઘે સલુણી.



# કૃષ્ણના જન્મ વેળાનાં પદો.

## પદ ૧૬૫ રાગ કાલેરો.

સાખી—શ્રી ગુરૂને પ્રણામ કરૂં, વર્ણવું શ્રી જદુરાય;
કૃષ્ણની લીલા સાંભળતાં, પાક્ષીત પ્રલે થાય.
સાખી—એ કથા વિસ્તારવા, મને હૈડે હરખ ન માય;
શ્રી ગુરૂને પ્રણામ કરૂં, માગુ અખિલ જ્ઞાનપ્રકાશ.
સાખી—અસુર વાધ્યો ભૂમિપરે, સાધુ પામ્યા દુઃખ ઘણું.
અમર લોક સર્વે મળીને, સમરણ કીધુ શામળીઆતણું.
સાખી—સહાય થાજો શામળા, વારે ધાજો વૈકુઠરાય;
કષ્ટ જાણી દેવની, મહેર રાખજો મોરાર.
સાખી—અંતરીક્ષ રહીને ઓચર્યા, અમર પ્રત્યે બોલ્યાવાણ;
ભાર ઉતારી ભુમી તણો, સંતોની પુરી શું આશ.
સાખી—અવતાર લઇશું વાસુદેવ ઘેર, રહીશું જસોદા પાસ;
વચન આપી દેવને હરી, અમર લોક ધર્યાં અવતાર.

## પદ ૧૬૬ કાલેરો.

નગરી મથુરાંનો કંસ રાજા, મહા મોટો રાજનરે
ભગની દેવકી વાસુદેવા, એવો વિચાર કર્યો મનરે. નગરી૦
ગર્ગાચાર તેડીને જોશ જોવડાવ્યા, લગ્ન લીધું નીરધારરે
દશે દિસાના ત્યાં ભુપ તેડાવ્યા, નગરી મથુરાં મોઝારરે. નગરી૦
માનુની મંગળ ગાયરે આનંદશું, ભગની વાસુદેવને દીધીરે
ઉપર અભુષણ નાના વીધનાં, રાયે પહેરામણી કીધીરે. નગરી૦
વાજીંત્ર નાના વીધનાં વાગે, તારણી ઝરખે ઝાંખેરે

બગની દેવકીને સાસરે વળાવી, ત્યાં કંસરાય રથ હાંકેરે. નગરી૦
આકાશ વાણી અગોચર ઉપની, રાય માનજો નીરધારરે
આઠમો ગર્ભ દેવકી કેરો, તેતો તુજને કરશે પ્રહારરે. નગરી૦
કંસરાય મન બે ઘણું પામ્યો. દેવ જાણી નીરધારરે
પ્રથમ પહેલી મારૂ દેવકીને, પછી મને કોણ મારેરે. નગરી૦
કહાડી ખડક રાય કોપે ચડ્યો, રથથી ઉતારી રાણીરે
નગર સૌ કોઈ ત્રાસજ પામ્યું. ચોટલો સાહીને તાણેરે. નગરી૦
વાસુદેવ કસંને પાયે પડયા. એ સ્ત્રીનો સો વાંકરે
આઠમો બાળ આણીનેરે આપું. એતો અબળા રાંકરે. નગરી.
કંસે વચન વાસુદેવનું માન્યું. કાળાગ્રહમાં નાંખુંરે
કહે નરસૈયો કંસરાય કોપ્યો. ઘણો દોહીલો રાખુંરે. નગરી.

સાખી.

કાળાગ્રહમાં રાખીઆ. ત્રીલોકે તુજ માત;
સાધુ જન સર્વે પીડયા. તેનોરે થયો ઉતપાત.

કાળાગ્રહમાં કંસરાય આવ્યો. વાસુદેવ દેવકીને તેડીરે
કાળાગ્રહમાં બંનેને બેસાડી, ત્યાં લોહની બોગળ બીડીરે—
કાળાગ્રહમાં.
બંધીગરી ત્યાં કીધી બંનેની. સહસ્ત્ર મુક્યા રખવાળરે
ખેપ કરીને એને સાચવજો, આવતું કહેજો બાળરે—કાળાગ્રહમાં.

અષાડ સુદી અગીઆરસ રવીવારે, દેવકીએ જનમ્યો બાળરે
કાળાગ્રહમાં બાળક રોવારે લાગ્યું, સુણી અનુચર ધાયોરે–
કાળાગ્રહમાં.

કંસની આગળ જઇને પોકર્યો, ભગનીએ જનમ્યો બાળરે,
કંસરાય ઉઠીને ધાયો, હું છું ભાણેજનો કળરે, કાળાગ્રહમાં.

કંસે ભાગી ભોગળ લોહની, વાસુદેવને બોલાવેરે,
લાવો દેવકી સંતાન તમારૂ, ત્યાં વાસુદેવ લઇને આવ્યારે,
કાળાગ્રહમાં.

વાસુદેવે કુંવરને આપ્યો, ત્યારે કંસે મનમાં વિચાર્યું રે.
પાપી પડે મેં મહાદુઃખ દીધું, તે બાળક શું મને મારેરે.
કાળાગ્રહમાં.

કંસે કુંવર વાસુદેવને આપ્યો, તમે મંદિરમાં લઈ જાઓરે
મહાદુઃખે બંનેને સંતાપે, ધીક ધીક મુજ અવતારરે. કાળા૦

તે સમે ત્યાં નારદ આવ્યા, વચન કહ્યું તે દહાડેરે
કંસ કહે એ અષ્ટમો ગર્ભ, તે નારદ ગણીને દેખાડેરે. કાળા૦

કંસે કુંવરને ફરીને મંગાવ્યો, લઈ શલ સાથે પછાડયોરે
કહેનરસૈયો કુંવર માર્યો કંસ રાયે. નારદે મર્મ દેખાડયોરે. કાળા૦

સાખી.

નારદે મર્મ દેખાડીઓ, કુંવર માર્યો કંસરાય;
વહારે ચઢજો વિઠુલા, ઘણું દુઃખ પામે તુજ માય.

## પદ ૧૬૮ કાલેરો.

ત્રાહે ત્રાહે સૌ કરે નગરમાં, ભલો ભલો અવીધારરે;
સાહે થાજો શામળારે, મુખ વદે નરનારરે          ત્રાહે ત્રાહે૦
દુષ્ટે દેવકીને મહા દુઃખ દીધું પાપી વીખની જવાળરે;
દુષ્ટે દયા નવ આણીરે મનમાં, ખટ માર્યાં ત્યાં બાળરે     ત્રાહે ત્રાહે૦
મહાદુઃખ પડયું વાસુદેવ દેવકીને, દુઃખે સુકાઇ બંનેની કાયારે;
એટલું દુઃખ પડે પૃથ્વી ઉપરતો, ફાટી રસાતળ થાયરે—ત્રાહે ત્રાહે૦
સ્તુતી કરે તાં શામળીઆની, સાહે થાજો શ્રી મહારાજરે;
વહારે ચઢજો હો વિઠ્ઠલારે, લજ્યા રાખજો જુગદાધારરે—ત્રાહે ત્રાહે૦
મહાદુઃખ જાણી તામ પિતાનું, દુઃખ આણ્યું કંસરાયેરે;
કહે નરસૈયો સાતમો ગર્ભ તે, બળીભદ્ર કહેવાયરે—ત્રાહે ત્રાહે૦

સાખી:

સાતમો ગર્ભ બળીભદ્ર કેરો, વહારે વિઠ્ઠલજી ધાય;
કષ્ટ જાણી વડા વીરનાં, પ્રભુએ કરી ત્યાં સહાય.

## પદ ૧૬૯ જન્મ સમાન.

વડારે વીરની રક્ષા કરવી, આરાધી જોગ માયારે
માત પિતાનું બંધન છોડું, કાઢ મુરં તે કસરાયરે—વડા વીરની.
સમરણમાં આવ્યાં ઉમીઆજી, દો આજ્ઞાના હું દાસીરે

કહે સ્વામીજી જાઓ ગોકુળમાં, જાઓ દેવકીની પાસરે—વડા.
ગર્ભ ધાલજો દેવકી કેરો, રખે દેતાં દુઃખરે
ગર્ભ લઇને જાઓ ગોકુળમાં, મુકો રોહીણીની કુખરે-વડા વીરની.
ગર્ભ ઘાલતાં સ્ત્રી ના જીવે, માનજો નીરભારરે
કહે પ્રભુ માયારે મારી, તે કોઇ ના જાણે મર્મરે—વડા વીરની.
ગર્ભ ઘાલ્યો ઉમીઆજીએ, નારી પામી સુખરે
કહે નરસૈયો ગર્ભ લઇને, મુકયો રોહીણીની કુખરે-વડા વીરની.

## પદ ૧૭૦ કાલેરો.

બાર થયો બોમીનેરે માથે, સાધુજન દુઃખ પામ્યા ઘણું;
વચન વાયેક પાળ્યું માતનું, મસ્તક છેદું અસુરનું રે—બાર૦
અમર લોક અવતાર ધર્યો, ગોકુળ મથુરાં માંહેરે;
અવતાર લઇશું વાસુદેવ તણે ઘેર, રમાડેનંદ રાયરે—બાર૦
દેવના મનોરથ પુરીશું પ્રેમે, અમર પહોંચાડીશું આસરે;
ખટ માસની રજની કરીને, ગોપીઓને રમાડીશું રાસરે—બાર૦
જમલા અર્જુનનાં બંધન છોડું, ગોવરધન કર ધરૂં રે;
ઈંદ્ર અસુરનું માન મરોડુ, બ્રહ્માને ભુલ્યો ભમાવુ રે—બાર૦
વ્રજ લોકની પ્રતિપાલણુ કરવા, અસુર હણવા કાજરે;
કૃપા કરીને નરસૈયાને, દો દરશન દયાળરે—બાર૦

સાખી.

દો દર્શન દયાળજી, હરિજનની પુરો આશ;
કહે નરસૈયો આશા છે ઘણી. મુજને રાખો ચરણુપાસે.

સાખી

શ્રાવણ વદી અષ્ટમી, અને રોહીણીને બુધવાર
મધરાતે મોહન જન્મીયા, ત્યાં તો વરત્યો જયજયકાર.



પદ ૧૭૧ કાલેરો.

કાળાગ્રહમાં તેજ થયું વાધ્યું. જન્મીયા મહારાજરે
દેવકી કહે તમે જાગોરે પીઉડા, વહાલા શીદને રાખો છો
લાજરે—કાળા૦

નહિ પીએરમાં માતારે મોરી. નહિ સાસુ નણદ જેઠાણીરે
હેતાળી વેળાએ કોઈ નહિ પાસે. શાને રહ્યા છો લજ્યા આણીરે.
કાળા૦

કુંવર લઇને વાસુદેવજી બોલ્યા, શીદને અમારૂં ઘર વાસ્યુ રે
પાપી મામો તમોને મારસે, એમ કહીને આસુ ઢાળેરે. કાળા૦
ધર્યું રૂપ શ્રી મહારાજે, અમો કરીશું મામાનું કાજરે
ચિંતા નવ કરશો ઘણું સુખ પામશો, મને લઇ જાઓ નંદજીને.
ધામરે—કાળા૦
મને ત્યાં મુકીને ભગનીને લાવો, કહેજો આવ્યું સંતાનરે
મામો કંસ બેનને મારસે, ત્યારે ઉડી જાસે અસ્માનરે. કાળા૦
ચિંતા નવ કરસો માતારે મારી, અમો છું નાનુ બાળરે
વરસ અગીઆર સુધી રહીશું ગોકુળમાં, પછી આણીશું મામાનો
કાળરે. કાળા૦
એવાં વચન સુણી બોલ્યાં માતાજી, પુંત્ર વહેલી લેજો સંભાળરે
ભણે નરસૈયો વચન દીધું માતને, પછી થયા નાનું બાળરે. કાળા૦

## પદ ૧૭૨ કાલેરા.

કહે દેવકી સુણો સ્વામી મારા, જો બચે કુંવર તમારોરે
પાપી કંસ કુંવરને મારસે, તમો લઈ ગોકુળ સધારોરે. કહે૦
કહે દેવકી સુણો પુત્ર હમારા, અમો દુઃખીઆંની લેજો સંભાળરે
રખે પુત્ર અમોને વીસરતા, નહિતો આવસે અમારો કાળરે. કહે૦
હું દાઝું છું માતારે મોરી, દુઃખે દમીયાં માત તાતરે
પાપીના બે બાગી પુત્રને વળાવું છું. ઘણો જીવ દાઝે મારોરે. કહે૦
પરઘેર પુત્રને કોઈ નવ મોકલે, જેની માતા હોયે મોઇરે
પરવશ પંડ પડયો છે હમારો, રાત દિવસ હું રોઇરે. કહે૦
પુત્ર કાળાઅહનું સુખ માત પિતાને, તમે જો જો નૈયણે નિહાળીરે.

આ સુખ જોઇને નિરાંતે નવ રહેશો. તમો રહેજો ગોકુળ સંભાળીરે,
કહે૦
પુત્ર ધન કમાઇ જસોદાકેરો, માતાતે કહેવાશેરે,
મિથ્યા માતા હું પુત્ર તમારો, પરઘેર તોરણ બંધાશેરે, કહે૦
પુત્ર આપીને માતા આંસુઢાળે પુત્ર લ્યો હમારોરે,
કોટી વરસ આયુસ હોજો તમારૂ, માતા ઓવારણાં લે ઉતારીરે, કહે૦
પ્રભુને દેવલોક અંતરીક્ષ કહીને, પુષ્પની વૃષ્ટી કરેરે,
ભણે નરસૈયો પ્રભુ જશે ગોકુળમાં ત્યાંની વ્રજનારીઓ વધાવસેરે

## પદ. ૧૭૩ કલેરો

વાસુદેવનો કુંવર દેવકીએ આપ્યો, વાસુદેવ લઇને જાયરે,
લોઢીની ભૂંગળ ભીડીદુવારે, દોદશથી ઉઘડાં દુવારરે-વાસુ.
આંગણે ચોકી કંસરાયની, દ્વાર રોકીને બેઠારે,
વાસુદેવ કુંવર લઇને સધાવ્યા, પ્રભુજીએ અઘોર નીદ્રા મુકીરે-વાસુ.
કુંવર લઇને વાસુદેવ ચાલ્યા, અંધારીયું ઘન ઘોરરે;
માથે મેવલીયો ધારા નાંખે છે, જુમનાં વહે ભરપૂરરે-વાસુ.
જોઇને જુમનાંજી વીસમે પામ્યા, હવે કઇપેર કરવીરે;
મનમાં વીચાર કીધો પાછા વળીયા, ત્યારે જુમનાજી એકધાર વહેરે-વાસુ.
જેમ તેમ કરીને પદ રજ પામું, અહીંયાં થઇને જદુપતી જાયરે
ધાયાંનીર કુંવર લીધો ઉંચો, ત્યારે પ્રભુજીએ ચાંપો પાયરે-વાસુ.
જઇને કુવરજી નંદજીને ઘેર મુકયો, બાઇ વીજલીને લીધીરે;
બાઇ વાસુદેવ પાછારે વળીયા, જઇને દેવકાને દીધીરે-વાસુ.
દો દશથી દ્વાર દેવાયાં, હતું તેનું કીધુંરે;
નરસૈયાનો સ્વાંમી નાસી ગયો, જઇને ગોકુળ દરશન દીધાંરે-વાસુ.

## પદ ૧૭૪ કાલેરો.

મનમાં વીસમે થયાંરે માતાજી, પાસેમાં દીઠો બાળરે
ચૌદ ભોવનમાં લીલાકારી, અવતરીયો કંસ કાળરે. મનમાં.
પરથમ નયણે નીરખું કુંવરને, પછી જગાડીયા નંદરાયરે.
જાગો પીવડા સબલ સારૂં, જાગો તમારૂં ભાગ્યરે. મનમાં.
જાગ્યા નંદજી આનંદ ઘણું પામ્યા, જુવો જુગદાધારરે
કોટી રવી શશી પ્રગટયા, કોટી કાંધી દીવડાની હારરે. મનમાં.
શંક ચક્ર ગદા પદ્મ બીરાજે, નીરખી મોહ પાંમે બ્રીજનારરે
નંદરાય કહે તમો સુણો ભામની, દીસે લીલા કારોરે. મનમાં.
વ્રજ લોકને પ્રતીપાલન કરવા, અસુર હણવા કાજરે
ભણે નરસૈયો લીલા વખાણું, અવતાર લીધો શ્રી મહરાજરે. મનમાં.

## પદ ૧૭૫ કાલેરો.

કંસરાય મન ભે ઘણું પામ્યો, વચન વીજળીએ કહ્યાંરે
વેરી તારો પ્રગટયો ગોકુળમાં, તે પ્રાક્રમ કંસે મનમાં લહ્યુંરે—
કંસરાય.
કાળાગ્રહથી વાસુદેવ દેવકી, છોડયાં કંસ રાજનરે
મહા દુઃખ પમાડયું ભગની મારીને, તે દુખ નવ આણે મનરે
કંસરાય.
હું અપરાધી મહા અજ્ઞાની, પાપી મહા અહંકારીરે
મહા પાપી હું બેઉને સંતાપ્યાં, પાપે આવી અવધ મારીરે—કંસરાય.
મનમાં વિચાર કર્યો કંસરાયે, ધન મારી કમાઇરે
મારે પાપે કરીને પ્રજાને, દર્શન દેસે જદુરાયરે કંસરાય.

જેમ તેમ કરીને હું પગરજ પામું કરૂં મહા યુદ્ધનો ઉપાયરે
શોધ લેવાને વિપ્રને મોકલ્યો, ગયો ગોકુળ માંહીરે. કંસરાય.
ઝેર ચોરીને પુતનાને મોકલી, તે ગઈ ગોકુળ માંહુરે
પડી પુતના નંદ દ્વારે, તેની કદરૂપ સરખી કાયારે કંસરાય.
પડી પુતના નંદ દ્વારે, મોકલ્યો સંકટા સુરરે
કરી કીલકારો પગ પ્રહાર કીધો, મારી કેધો ચકચુરરે. કંસ.
ધુમ પાડીને ત્રણાવત નાંઠા, ને તરતજ તેને હણ્યોરે
વૃક્ષ ઉપર વચ્છ નાંખીને, અંત આણ્યો તેહ તણોરે. કંસ.
બગાસુરની ચાંચ મરોડી, વન ફરી ધેનની વાંસે ધાયારે
ઉદર ઘણું વધજ થઇને, બગાસુરને માર્યોરે. કંસ.
એક સમે પ્રભુ વંદ્રાવનમાં, ચારે નવલખ ગાયરે
એક ગોપ થઇને ગોવાળ આવ્યો, તેને તુરત કર્યો વીદાયરે. કંસ.
એક સમે પ્રભુ ગોકુળ માંહી, બેઠા નંદજી સહીતરે
ધુમારોડ કરતો આવ્યો ગાંદરે, કેસરીયો દૈત્યરે. કંસ.
એક સમે દાવાનળ આવ્યો, વનપલ જાણીને પીધોરે
ગોપ ગોવાળાની આંખ મીચાવીને, ધીરજ ધરીને પીધોરે. કંસ.

## પદ ૨૯૫ કાલેરો.

બંબાસુર રહેતો કૃદળી વનમાં, ત્યાં જનવા ન પામે કોઇરે;
ઝાલી ધેનુંને ખીરે સાંભળે, ગોપી ગોવાળાં રહેતાં જોઇરે—બંબાસુર.
બંબાસુર બહુ ગર્જના કરીને ઉઠયો, બધું વન ઢંઢોળી કહાડયુરે;
ઘણું એક રંગે રમાડે કરીને, ઝાલીને પુછડે પછાડયોરે—બંબાસુર.
તે સમે ત્યાં નારદ આવ્યા, છાની વાત હરિ શું કીધીરે;

તે સમે ત્યાં સુભટ આવ્યા, અક્રૂરે ત્યાં રથ જોતર્યોરે–અંબાસુર.
સ્નાન કરવા જમુનાજીમાં, રથ છોડાવ્યો રાજનરે;
અક્રૂરજીને પ્રત્યક્ષ દેખાડયાં, માંહે દેખાડયાં ચૌદ ભોવનરે–અંબાસુર.
પહેલા પહોરમાં માર્યા પરીએટમ, પછી લીધી કુબજાની અર્ચારે;
બીજે પહોરે મલને માર્યો, ત્રીજે પહોરે માર્યો ગજરાયરે–અંબાસુર.
ચોથે માળથી ઝાલ્યો મામાને, બાંહે ઝાલીને બહાર કાઢયોરે;
લાવરે પાપી મારા માતપિતાને, પછી ઝાલી કેશ પછાડયોરે–
અંબાસુર.
વેર લેવા જરા સંધ, આવ્યો તેણી વારરે
સતરવાર નહાશી ગએલો, આવ્યો અઢારમી વારરે–અંબાસુર.
કાળાગ્રહથી માતપિતાને, છોડયાં શ્રી મહારાજેરે
જાદવકુળમાં આનંદ હુઓ, ઉગ્રવસેનને આપ્યું રાજરે–અંબાસુર.
કંસને મારીને ભાર ઉતાર્યો સૌદેવ નમીઆ પાયરે
ભણે નરસૈયો જાદવકુળમાંથી, દ્વારામતી લઈ જાયરે–અંબાસુર.

